ॐ तत्सत् परमात्मने नमः ॥

# જ્ઞાનોદધિ

ૐ

# શ્રીકૃષ્ણકાન્ત.



## પ્રથમ ભાગ.



રચી, છપાવી પ્રસિદ્ધ કર્ત્તા,

**ત્રિવેદી મગનલાલ ગણપતરામ**

નિવાસ---ચંડીપુર ક્ષેત્ર [ચાણોદ].



સંવત ૧૯૫૯—પ્રથમાવૃત્તિ.—પ્રત ૨૦૦૦.



મુલ્ય રૂા. ૧—૮—૦, ( પોસ્ટેજ જુદું ).

( દોહરા. )

બ્રહ્મજ્ઞાન જીને દીયા, મગ્ન મોક્ષકા પાર;
વો આજ્ઞા હૃદયે ધરી, પ્રગટ કીયા સૌ સાર.

જ્ઞાનોદધિ ગુણ ગ્રાહીને, વરતે તેહ પ્રમાણ;
ધર્માર્થ કામ મોક્ષને, સહજ મેળવે જાણ.

ભરૂચ
નવાડેરા પાસે આવેલા શ્રી'જ્ઞાનોદય' પ્રીં. પ્રેસ
માં ઇચ્છાલાલ અમૃતલાલ મામલદારનાએ છાપ્યું.

# અર્પણ પત્રિકા.

શ્રીરૂખમાઈપતિ શ્રીવિઠોબા મહારાજાધીરાજ !

પ્રભુ ! આપના ચરણ સેવનથી નહિ ધારી શકેલી નહિ પાર પામી શકાય તેવી બુદ્ધિ મળી, જેથી મારૂં અંતઃકરણથી માનેલું જન્મ સાફલ્ય ફળીભુત કરી શક્યો છું. હું એક નિર્ધન-નિરાધાર-બુદ્ધિહીણ બચપણથી પૂર્વ કર્માનુસાર આપના દરબારમાં દાસત્વ બજાવતાં આપની વિનંતી કરી શકવા-આપને જણાવી શકવા પામ્યો; એ મારી શું શકિત ? પ્રભો ! એ આપનાજ પ્રતાપ ! ! !

મારી અંતઃકરણ વૃતિને જાણવાવાળા કૃપાસિંધો ! જેહ પ્રમાણે વડીલ થઇ પાળી વધાર્યો છે, એજ પ્રમાણે આપના હૃદયમાં સમાઇ શકું ત્યાં સુધી તેને લાયક થવાના ગુણોને આપી જન્માંન્તરે લાયકાત કરીને પણ આપના સ્વરૂપને મેળવજો. એજ અનંતાધિશની અલ્પ વિનંતી. અસ્તુ !

હું છું
આપના ચર્ણની સેવામાં મર્ણ-શર્ણ થઇ રહેલો,
ત્રિવેદી મગનલાલ ગણપતરામ
ની કૃપાભિલાષી ભાવના સાફલ્ય રહો.

## સ્તુતી—( શીખરણી. )

પિતા માતા ભ્રાતા ભગની સહુ દાતા નમ સહી,
સખા સરવે સાથી ધીય શ્રીય શક્તી ભવ ભવ માહી;
નિભાવીને નિત્યે વડિલ પદ વિઠ્ઠલજી રહી,
દિયે જે દીઠું નહી મગન થઇ ઉચ્છંગે અહી તણી.

# પ્રસ્તાવના.



( દોહરો. )

સત્ચિત આનંદ મગ્ન ગુરૂ, મગ્ન આત્મ દેહ સુપ:
મગ્ન નીમીત્ત કર્તા થયો, કૃષ્ણ કૃપાની હુંફ.

મૃત્યુ લોકમાં મનુષ્યદેહ ધરી આવેલા જીવને શું કર્તવ્ય કરવાનું છે. તે કેમ સઘળા જાણી શકતા નથી જાણી શકે છે તો ફળીભુત કેમ કરી શકતા નથી, ફળીભુત થવાના રસ્તા નહિ જાણવાથી થતા ગેરફાયદા જાણવાથી થતો લાભ એ સબંધ તથા મહાન સ્ટીમરોની અંદર અનેક પ્રકારની સુખ શાન્તીના સબળ સાધનોનો સથવારો સાથ રાખી શોખીન સજ્જનોને સહેલ કરતાં દુસ્તર દરીયામાં ડુબતા દેહાન્ત દેશતથી દયાના દુઃખી પોકાર કરતા જીવોની દુર્બળ અવસ્થાનું ભાન નથી. તે પ્રમાણે દુનીયા પર મહાન ભવ્ય નગ્રોમાં અલૌકીક અવાસોમાં રાજ્ય રીદ્ધીની લહેરોમાં કોરટોની કામગીરીમાં, આગગાડીઓની અકળ કૃતીમાં, હોદ્દાઓના અંહકારમાં, સુંદરાંગનાઓની સોબતમાં, વારાંગનાઓના વમળમાં, સવાર્થ સાધક સુર્લભતામાં, ભુદેવોના ભોજનોમાં, વિદ્વાનોનાં વાક યુદ્ધમાં, અજ્ઞાનીઓની અંધાર કુપમાં, વ્યસનોના વીલક્ષણપણામાં, નાતોની લાતો ખાવામાં મોટાઇના મધ્ય પાનમાં, ક્રુરપણાના કળીયુગમાં, દંભના દાસત્વમાં, તવંગરપણાના તોરમાં, અમલના અક્કલપણામાં રહી, લેશપણ જાણવામાં નથી આવતું કે, અનેક જીવો પોતાને ભુખ, તરસ, રહેઠાણ જગ્યા તથા પ્રેમરૂપ અમૃતનું સાધન નહી મળવાથી, બચવા સારૂ વળખા

મારતાં કેવી સ્થીતીમાં દેહ છોડે છે. તેમની તથા આપણી શી ગતી થશે તે જાણવા માટે પાસે કંઇ પણ સાધન રાખ્યા વિના પોતાનું રહેઠાણ સ્થાનક છે. તો તુરતજ તે બાબતની ખબર પડે અરે આ અઘોર ભયંકર દુઃખ કાને પડવાથી ત્રાસ આપે છે તો જેની દ્રષ્ટી ગોચર અનેક જીવો આ દુનીયાપર કોઇ જગ્યાપર કોઇ મારૂં નથી. એમ ગાભરા બની એક પાશેર અનની અપ્રાપ્તીને લીધે, અરે એક પુળા ઘાસના નીર્દોષ પ્રાણીઓનાં પોષણ પદાર્થ વિના ટળવળી બેહાલ હાલતમાં દેહ છોડે છે. તેઓની આકૃતીનું, તેમ નામનો ભાવનું, વર્ણન કરી વધારે દુઃખી થવા યોગ્યને ધારી તે લખાણને નહી જણાવતાં, તેના સુધારક સુખના રસ્તા શોધી સરળતામાં, શ્રીસજ્જન સમુદાયમાં સમર્પુ કે જેથી એ હૃદયભેદક કૃત્યનો નીવેડો આવે તાત્કાળ દ્રષ્ટીથી જોતાં આ દાળીદ્ર દુઃખ ટાળવાને સારૂં શ્રીમંતો પાસેથી અંનદાન કરાવવું. એમ જણાય છે તોપણ એમ કરવાથી દાળીદ્રરૂપી ભયંકર દરદ નીર્મુળ થશે નહિ પણ ઊલટું વધશે. તે માટે અનાથોને કામગીરીએ ચઢાવી અપંગોને ઇશ્વર સ્મરણ કરાવી. આહાર સારૂં ખોરાક આપવો. બાદ દાળીદ્ર રોગની નીર્મુળ કરવાનાં ઔષધો આ પુસ્તકમાં જાહેર કર્યાં છે. તે એકો એક ફાયદા કરવાને પ્રબળ શકતીમાન છે. પણ એના ખરાહીતના ફાયદાકારક ગુણોને સમજવા દીર્ઘ દ્રષ્ટીવાળા મહાન અનુભવી વિદ્વાનોજ શકિતમાન છે. છતાં અન્યજનો એ મુજબ વગર સમજવે વર્તશે તોપણ ફાયદો થશેજ.

આ પુસ્તકનું લખાણ ગુરૂ શિષ્યના સંવાદરૂપ દ્રષ્ટ કલ્પીત છે. જેથી તેમાં વાર્તારૂપ અનુપ્રાસોની પદ્ધતિમાં અધીકાઇ રાખી નથી કારણ એ લખાણ રચવાનો કર્તાનો મુખ્યભાવ એના અર્થ ભેદોના ઉપદેશ માટેછે, માટે દરેક સજ્જન વાંચકોએ વાર્તારૂપ પદ્ધતિમાં મનના રાખતાં તેનામાં

આવેલા જ્ઞાનનેજ ગ્રહણુ કરવા તસ્દી લેવી.

ગુરૂ શિષ્યના સમાગમ તથા તેમનાં કરેલાં કામો ત્રાહીત પક્ષથી લેખકના વાકયરૂપથી જણાવે છે. ગુરૂજીની નોંધ બુકમાંનો નોંધેલો રાજાજીના સાંભળવામાં આવેલ હેવાલ તેમના એકાંન્તમાં બનાવેલ હોવાથી ઉપદેશરૂપ તથા આત્મ વિચારરૂપ બનેલ છે. રાજાજીના સંદેહ નિવારણુ માટે તથા રાજ્ય સુખાર્થ નોંધ બુક શિવાય પણુ અન્યવીશય ગુરૂજીનો તાત્કાળિકનો રચેલો છે. જેથી સરળ વાર્તા રૂપમાં પ્રશ્નોત્તર કોણે કર્યા તેનો દર વખતે દેખાવ કર્યો નથી.

જ્ઞાનરૂપ ગુરૂજી છે જીવરૂપ રાજાજી છે. દેહાદી ઈંદ્રીયો રૂપ રસ્યત તથા રાજ્ય છે. વીભોગ ભોગરૂપ શીકાર છે. અજ્ઞાન મનુષ્યોએ નર્કમય કરી નાખેલ દુનીયા અરણુવરૂપ છે. અજ્ઞાન જીવ વીભોગ શીકારમાં ભમે છે. જ્ઞાન રૂપ ગુરૂજી પોતાના સદ્‌ગુણુથી અલૌકીક ભુમી કરે છે. કારણુ આ જીવરૂપી જણાવેલ રાજાના મધજરૂપ રાજ્યમાં તેને બીજા જીવોના મધજરૂપી રાજ્ય કરતાં સુંદર જગ્યા જણાવાથી આનંદાશ્ચાર્યતા પામે છે. જીવરૂપ રાજાના પાટનગ્ર રૂપ હૃદયમાં જ્ઞાન ગુરૂનો નિવાસ થયેલ છે. સુજ્ઞ જ્ઞાન પોતાના શુકર્તવ્યોથી જીવ રૂપ રાજાને પોતાના તરફ ખેંચાણુ કરી પોતાની આજ્ઞાનુસાર વર્તાવે છે જેથી દેહ ઈંદ્રીયો રૂપ સર્વમાં સુખ શાન્તી મળે છે. એક મનુષ્યના પ્રમાણે અનેકના અધીકારી રાજ્ય કર્તા પણુ તે પ્રમાણે વર્તવાથી સ્વર્થ મોક્ષ સુખ પમાડે છે. અલંકારીક રચનાથી તેમાં વાર્તારૂપ છે.

આ પુસ્તકમાં લૌકીક પરલૌકીક માર્ગ છે. વિદ્યુથી જીવોને લૌકીક સાચા રસ્તા જણાવાથી સુખ થઇ પરલોક મળશે. મુમુક્ષુઓને પરલૌકીક સાધનો મળશે પણુ અર્ધ દગ્ધનો ઉપાય દંભથી આપ મત રાખવો છોડે તોજ અંદર રહેલા ભાવ જણાય.

હાલ જેઓ ભકિત કરવામાં ઉત્તમ વખત કે જે નામદાર સરકારની સલાહ શાન્તી ભરેલી નિગાહતળે સુખી હાલતમાં શોખ મ્હેનમાં સર્વ સરસ સસ્તા સાહીત્યોના ગ્રંથો સંગીતોનાં વાદ્યો, ભકતોના વૃંદો ઘણા દુરથી પણ મળી શકવા જાણી શકવા તથા અત્યંત લાભ લેવા પણાંના સુલભતા ભરેલા વખત જેવો વખત હાલ પહેલાં કળિયુગના જમાનામાં મળી શકયો હોય તેમ જણુવો તો નથીજ. અને થાય તે પણ અસંભવીત છે. માટે તેવા વગર સુધરેલા જમાનાના મહત્ ભકતોએ પોતાની તેવીજ હાલતમાં જે કામ બજાવ્યાં છે તેનો કાંઇ ખ્યાલ લઇ શોખીન શ્રીમાન સજ્જનોએ પણ સપ્પાસનમાંજ સુવામાં વખત ના ગુમાવતાં વિદ્યા દેવીના આશ્રીતોના જ્ઞાન નેત્ર દ્વારા નીરખેલા. અદભુત ઇશ્વરી ચમત્કારો તે યાદ કરી ઉંનત થવા તતપર થવું.

* આવા ચિન્હથી જણાવેલા આ ગ્રંથમાં આવેલા કેટલાક સંસ્કૃત શ્લોકો તથા ગુજરાતી ભાષાના દોહરા તેમના ખરા કર્તાની સત્ય શોધ જાહેર ના કરતાં પણ તે અત્યંત બોધક અને જ્ઞાનદાઇ હોવાથી તથા તેવાનો ઉપયોગ જરૂર હોવાથી તથા પ્રસિદ્ધિમાં લાવવા જેવા હોવાથી લેખો તેને અત્રે રજુ કર્યા છે. તે બાબત તેના કર્તાઓના લેખકસહ વાંચક મંડળ આભારી છે.

આ પુસ્તક બહાર પાડવા સંબંધમાં લેખકનો ભાવ મહતાઇ, વિદ્-તાઇ, બાહોશી કે એવા કોઇપણ બીજા કારણ માટે નથીજ છતાં તેની અંદરના રહેલા જે ભાવ છે તેને કર્તા ભોકતા થાય તેમ છેજ, એમાં કાંઇ ચાલે તેમ નથી. મનુષ્યમાત્ર ભુલને પાત્ર છે તો તે ભુલનો આરોપ ઉઠાવવા લેખકની લાયકી નાલાયકી ના જોતાં તેનેજ દેવો. સારાંશ ભાવના ભોકતા

ભગવાનના ભકતો સિવાય નથી. વિચિત્ર વાંચનને વિચિત્રજ જાણે તેમ તેના જુદાજુદા ભાગોનું જુદા થતાં જે જાદે રહે તેજ જગતવંદનિય છે. ઉત્તરોત્તર ભાગોના વાંચનથી શંકા નિવૃત થશે જેથી લેખકપર રહેમ રાખી આધરા બનવુ નહિ.

( દોહરો. )

એક દેશીની આગળે, બહુ દેશીનો બોધ;
લેખામાં લેવે નહિ, કરે કારમો ક્રોધ.

ગ્રંથ કર્ત્તા,

**ત્રિવેદી મગનલાલ ગણપતરામ**

સાઠોદરા નાગર બ્રાહ્મણ.



# વિજ્ઞાસ.

## ( દોહરા. )

વાચક વૃંદ શિરોમણી, મુજપર કરીને મહેર;
દોષ કાવ્યના દેખતાં, સમજી લ્યો શુભ પેર. ૧
વિશ્વ સકળનો દાસહું, હરિની મુજને હામ;
દુઃખ,નિંદા,સ્તુતિ નાણુતો, મનુષ્યધર્મને કામ. ૨
દોષ પાત્ર તો દેખીતો, લખી જણાવ્યું જેહ;
પ્રભુ ઇચ્છા પુરણ કરે, તહાંસુધી સૌકો કહે, ૩
માર મારજો મુજને, દેજો બહુ વિધ ગાળ;
આગ અધિક ચઢાવીને, (પણ)પુર્ણ ભેદનેભાળ. ૪
દુર્જન દોષ મુકે નહિ, એવી નહિ કો વસ્ત:
ગાંડુ ડાહ્યું જો બને, ધરો પ્રભુને હસ્ત. ૫
જુઠા બોલી જગ્ત તે, જાણે જુઠું સર્વ;
તે શું યાદ કરે કદા, ભકતમટી રહે ખર્વ (ખર). ૬
અન્ય વિષય આલેખતાં, ન ધરે કોજન ઝેર;
ભક્તિ રસના જન શું, બાપે માર્યાં વેર. ૭
દુરીજનને ડોલાવવા, નવ ધારે કો મન્ન;
ભકત કરે ભીખ માગતા, કાઢે વગડે વન્ન. ૮
અર્થીજન દુનિયા વિશે, શ્રીમંત સૌમાં શેર;
ભકત થયો તે બાપડો, બને ટકાનો તેર. ૯
ભકતો બાંધવ મારા, રહેજો સૌમાં શુર;
પ્રભુ મળતાં પહેલાં કરે, તમને હાડકાં ચુર. . ૧૦

ભક્ત શક્તિ જો આપને, નાસ્તિકજનને પાઓ;
તે હીંમત ના હોયતો, જઇ જંગલ પ્રભુ ગાઓ. ૧૧
વીવાદ કરતાં વેઠવું, પડે અતિશે દુઃખ;
પ્રભુ પ્રતાપ પહોંચતો, જન્મો કો મા કુખ. ૧૨
તાંત્રિક વિદ્યા તાદ્રશી, તેને માને સત્ય;
ભક્તિયોગના માર્ગમાં, મુઢ તણી નહિ ગત્ય. ૧૩
પેટ ભરવાને પશુ સમો, રહે નીશદીન વ્યગ્ર;
બ્રહ્મા વિષ્ણુ મહેશનાં, ન મળે તેને નગ્ર. ૧૪
જ્ઞાન પ્રેમને તીતીક્ષતા, ભક્તિથી શુદ્ધ થાઓ;
ભક્ત પ્રભુના ભેદને, દીલથી તે દીન ગાઓ. ૧૫
સુર્ય સમીપે સર્વને, ઉલુક નવ દેખે આપ;
બહુ વિધ બકવા જો કરે, કમઅકકલને પાપ. ૧૬
રામ નામ નીશદીન રટે, મગ્ન તેહનો દાસ;
તેહ તણી સેવા તણી, બહુ વીધ હૃદયે આશ. ૧૭
ભક્ત તણું દુઃખ ભાખીને, ડરતા જેહ અબુધ;
ભક્ત કાંચનને તાવતા, તેમ તેમ તે શુદ્ધ. ૧૮
ભક્તજનો ભગવંતને, ભજજો દીનને જામ;
નીધ કર્મ નિરખાવજો, પાપ પ્રલયને કામ. ૧૯
નમે જન્ન તે પુણ્ય લે, નિંદે તે લેપાપ;
ખુશી દીલગીર થાજો નહિ, રહો આપને આપ. ૨૦
પાપ ઘટે દુઃખ ભોગતાં, સુખથી જાએ પુણ્ય;
એથી અચળ રહી હરી ભજે, રહે નહિ કાંઇ નુન્ય. ૨૧
દુઃખથી ભક્તિ સાંભળે, સુખથી ભક્તિ જાય;

જાણે તે જન સુખ તજી, ઘણા દુઃખને ચ્હાય. ૨૨
દુઃખ આપી પ્રભુજી મને, યાદ કરાવે મન્ન
તે જન માનું મુજ હ્રદે, તંન મંન ને ધન. ૨૩
ભકિત ભુલું જો કદી, થાજો મુજપર ક્રુર;
મનુષ્યાદેહ ભુલામણો, ખુવે દેવનું નુર. ૨૪
રામ નામ રટતે રહો, જબલગ ન મીલે રામ;
લછમી દેકર ભુલવે, પકડ હસ્ત ઘનસ્યામ. ૨૫
દીલમાં રોશ રખો નહિ, જોવું હોય હરિ નુર.
જાતે જાણો જો બનો, દાતા ભકતા શુર. ૨૬
પ્રભુ નામ અમ પાસથી, લેના હો સો લે;
તેરા કુછ ચઇએ નહિ, કંગાલાંકુ દે. ૨૭
છપ્પન ભોગનો છાબ આ, જ્ઞાનોદધી ગંભીર;
પરખી પુરો પચવશે, એવો નર કો વીર. ૨૮
ભાત ભાતના ભોજનો, સ્વાદ સર્વના ભીન્ન;
જોવાને જેવો મળે, થાયે તેમાં લીન્ન. ૨૯
ચઢે ઘાટ જો ચેતીને, મળે મોક્ષ આનંદ;
શઠ રીપુનું સેવન રહ્યું, પડે ફેરના ફંદ. ૩૦
અરપું ઇશ્વર આપને, તંન મંનને ધંન;
ભમતાં ભુલો નવ પડું, વીશયા શકિત વંન. ૩૧
જડ જીવ હાથે જે બને, તેના કરતા રામ;
વીના ગુરૂ આ વિશ્વમાં, મનુષ્યની નહી હામ. ૩૨
સર્વે જાણે સર્વનું, પરની પરીછ ન હોય,
સર્વે સારને સમજશે, એવો વીરલો કોય. ૩૩

કૃષ્ણ કૃષ્ણ મુખથી કહો, કૃષ્ણ મળે જન આપ;
સ્વરૂપ સુખને પામશો, પ્રલય થશે જવ પાપ. ૩૪
જોગી ભોગી જગતમાં, સર્વ સર્વનું ભાન;
જોગી ભોગી જાળવે, પ્રભુ ભકિત વિદ્વાન. ૩૫
વાર ન લાગે વાંચતાં, વિચારતાં કંઇ વર્ષ;
ભેદ ભણેથી ભવ્યતા, અને મળે બહુ હર્ષ. ૩૬
જે મારગનાં જે જનો, તેનું જાણે તેહ;
વિરૂદ્ધ વાત વીલોકતા, ન ધરે તેમાં નેહ. ૩૭
ધર્માર્થ કામ મોક્ષના, મળવા ચારે ધામ;
જણાવ્યું જેટલું તેટલું, જણાવવાનું કામ. ૩૮
ભકિત રસમાં ભિન્નતા, સૃષ્ટિ સુધારક વાત;
દેહે દંત નવ હોત તો, ખાણું કેમ ખવાય. ૩૯
સર્વ પુષ્પને સુંઘતો, ભ્રમર ન રહે કો પાસ;
ભકત ભ્રમર પ્રભુ ચર્ણના, પંકજ કરતા વાસ. ૪૦
વિચાર કરીને વાંચીયે, વાંચી રખીયે પાસ;
સર્વ સારને સમજતાં, ભાગ્યોદયનો ભાસ. ૪૧
શઠ રીપુતણા સંબંધીઓ હૃદય વજ્રમય જેહ;
કરૂણાસાગર કૃષ્ણજી, સાથ હોય નહિ નેહ. ૪૨
ભકત ભાળી ભવસાગરે, દુઃખ દુર કરીને નાથ;
નીજ સુખ તે નીરખાવીને, મુસ્તક મુકે હાથ. ૪૩
વૃથા વિશ્વમાં વૈતરા, કરી રહું હું વાસ;
જે જે મારે જોઇએ, પ્રભુ તમારી પાસ. ૪૪
સ્નેહીજન મુજ હો તમો, મુજપર કરૂણા ચાહો;

શ્રીભાગવત ગીતા હરતીથ, દીન નામ સુંનાઓ. ૪૫
એ પુજી અમ પાસ નહી, માટે ફરીએ આમ;
સદા કાળ સાનિદ્ધરહું, (તો) આતમારામમાં રામ. ૪૬
અજ ટાળામાં આથડે, મતિહીન સીંહન બાળ;
કર સાહ્યો સીંહે જહાં, તલપી મારી ફાળ. ૪૭
સત્ય અસત્યની સમજ નહી, દુરીજન દુનીયાંજેહ;
સજ્જન બંધુ માહરા, રાખો ન તેશું નેહ. ૪૮
દુરીજન સેં ડરીયે નહી, કીજે અપના કાજ,
નમો તેહ નીત્યે મીલે, કૃપા સીંધુ રઘુરાજ. ૪૯
કૃષ્ણ કૃષ્ણ હરદમ કહે, ખરી કીંમત એ ખાણુ;
હરી નામ ભુલ્યો જદા, મગન સમજ નથ હાણુ. ૫૦



આ પુસ્તક મળવાનું ઠેકાણું,

**ત્રિવેદી મગનલાલ ગણપતરામ**

સાઠોદરા નાગર બ્રાહ્મણ,

ઠેકાણું—બ્રહ્મપુરી

મુકામ—ચાણોદ, (રેવાજી).



# જ્ઞાનોદધિ

ૐ

# શ્રીકૃષ્ણકાન્ત.



## પ્રકરણ ૧ લું.

### ગ્રંથ પ્રયોજન—મનુષ્ય ધર્મ.



અહાહા ! ઇશ્વર કૃતિ શું ખુબીદાર છે ! હે પ્રભુ ! આપના ચર્ણાર્વિંદને સેવન કરવા, મુમુક્ષુઓ અત્યંત ઉત્કંઠીત હોવા છતાં પણ જ્ઞાનચક્ષુ વિનાં આપના પ્રકાશને જાણી શકવા છતાં દેખી શકતા ન હોવાથી, અધીર બની નિરાશ થઇ, માયાના દેખીતા અંધકારનેજ સત્ય માની ગોથાં ખાતા ભમે છે; એક

માં જા સાથે અથડાય છે, લઢે છે, કોઇ ડુંગરે ચઢવા જાય છે, કોઇ કુપમાં પડે છે, કોઇ ખીણમાં ગરબડે છે, તો કોઇ નદી; વૃક્ષો, શસ્ત્ર, પશુ, પક્ષી, ઝેરી,પ્રાણી વિગેરે હાંખલાકૃપના ભોગ થઇ પડે છે! તાત્પર્ય તેઓના જ્ઞાનચક્ષુ વિના સુલભ પંથ દેખાવામાં ન આવવાથી વ્યર્થ; અમુલ્ય જન્મ ગુમાવી જેને ચીંતામણીરૂપ માનેલ; (ચીંતામણીમાં એવો ગુણ છે કે તેની પાસે સુચવેલી સર્વે ઇચ્છીત વસ્તુ તે આપે છે.) મનુષ્ય દેહ તેને પાશાણથી કનીષ્ટ ખપાવી દે છે.

માયાના અંધકારમાં ગોથાં ખાતા પ્રાણીઓને સુલભ ઉપાય ફક્ત બેજ છે, તે ઉપાયના સંબંધથી ઇશ્વર જગત્ કરનારને મળવા પામે છે, જે દેખવા પામે છે, તેમાંથી કોઇ-કજ પરોપકાર વૃત્તિવાળા વિરલા જન માયાના અંધકારમાં અત્યંત સંકટ સહીને પણ પોતાના જ્ઞાનચક્ષુથી પરોપકાર કરેછે. એ ઉપાય પ્રથમનો એજ કે સૂર્યના તેજ જેવા અંધકારને નાશ કરનાર, ઇશ્વરી કુદરતના ચમત્કારો હોવા છતાં અંધલોક સર્વત્ર અંધારૂજ જુએ છે. પણ ઇશ્વર ઉજેશને કુદરતી જ્ઞાન જેને પૂર્વ જન્મના સારા પુરૂષાર્થીના બદલામાં મળેલ છે, તે મનુ-ષ્ય દેખે છે. બીજુ નેત્ર વૈદ્યરૂપ ખરા પરોપકારી, મહાન જ્ઞાની, પુરૂષ કળાકૌશલ્યથી, અંધને દીવ્યચક્ષુ બનાવે છે, પણ નેત્ર વૈદ્યો જુજ અને નેત્ર સાફ કરવાનાં સાધન તીક્ષ્ણ અધમ અતુળીત દુઃખકર નીવડવાથી તેને સેવન કરનાર, કોઇકજ અને અંધકારમાં વધારો કરવાને સાધનની જરૂર નથી. છતાં સાધનો અતિશય હોવાથી સર્વત્ર અંધકારમયજ જાણી અતિ કષ્ટને પ્રાપ્ત થઇ, મનુષ્યો ચીંતામણીને પાશાણ બનાવે છે.

સર્વ શક્તિમાન જગત્કર્તાને સર્વ સમદ્રષ્ટિરૂપ છે, પણ તે અજ્ઞાન મનુષ્યો પોતાના દોષને ન દેખતાં ઇશ્વરને શીર દોષ ધરે છે.

ઇશ્વરને જાણવા, માટે ખાસ આત્મજ્ઞાનની જરૂર છે, જેને આત્મજ્ઞાન છે, એજ સકલ વસ્તુ નિપજાવી શકવા સમર્થ છે. ગુરૂઓના ગાંભીર્યહીતોપદેશને પણ આત્મજ્ઞાન વિના ગ્રહણ કરી શકતો નથી. જ્ઞાન એ વસ્તુ નથી, જે જે કામ કરવા ધારીએ તે એનાથી સફળ નીવડે છે. જ્ઞાનના પ્રકારો ઘણા છે, તેને સંપુર્ણ પામવાને જે શક્તિમાન બન્યો એજ જ્ઞાની, અને તેણેજ સર્વ મેળવ્યું. જ્ઞાનનો પ્રારંભ જીવ ઉત્પન્ન થતાં છે અને અંત ઇશ્વર મળતાં છે, તો આત્મજ્ઞાન કોનામાં કેવા કારણોથી નીપજી શકે છે? તે પ્રથમ જાણવું જોઇએ. નહીંતર વિદ્વાનોનાં વાકયરૂપ અજ્ઞાન-નિશાથી ઘોર, તેમાં કાંઇ પણ જણાય નહિ. જ્ઞાન દેખી શકાતું નથી, પણ તેનાં કર્તવ્યો દેખી શકાય છે. જ્ઞાનનો અંત ઇશ્વર મળવામાં સમાયલો છે, એવા અમુલ્ય જ્ઞાનને મેળવવા શું ઉપાયો કરવા. એ સંબંધમાં આ સાથેના સાહિત્યોથી, સંગીતોથી અલંકૃત આ જ્ઞાનોદધિ યત્કિંચીત સમજાવશે અને જ્ઞાનોદધિ પોતાના જ્ઞાનમાં રહેલા કાંઇક ધાર્મિક વિષયો જણાવશે.





# પ્રકરણ ૨ જું.



## વિંધ્યાટવીમાં ગુરૂ શિષ્યનો સંવાદ.

### દોહરો.

જ્ઞાનગુરૂ જીવરાજની, દેહ રાજ્ય પરમાણ;
વાંચી વર્તે તો મળે, સ્વર્ગ મોક્ષના લ્હાણ.

### श्लोक.

* परीक्षकायत्रन सन्ति देशे नार्घन्तिरत्नानिसमुद्रजानि ।
आभीरदेशेकिल चन्द्रकान्तं त्रिभिर्वराटैर्विपणन्तिगोपाः ॥

ભાવાર્થઃ—જ્યાં રત્નોની પરીક્ષા કરનાર લોકો હોતા નથી, ત્યાં સમુદ્રમાં પાકેલાં અમુલ્ય રત્નો યોગ્ય કીમત પામી શકતાં નથી. દાખલા તરીકે-ભરવાડ લોકો ચંદ્રકાન્તમણિને તેની કીંમત ન સમજતાં ફક્ત બે કોડીમાં વેચી દે છે.

श्लोक.

* कुसुमस्तबकस्यैवद्वे वृत्तितुमनस्विनः ।
सर्वेषां मूर्ध्नि वा तिष्ठेत विशीर्येत वनेऽथवा ॥

ભાવાર્થઃ—ઉમદા મનુષ્યની પુષ્પના ગુચ્છાની માફક બે પ્રકૃતિ હોય છે, કાંતો સર્વના શિરોમણી થઇ રહેવું અથવા વનમાંજ પોતાના શરીરનો પરિણામ કરવો. જેમ પુષ્પ પોતાનો યોગ્ય ગ્રાહક મળેથી તેના માથાપર જઇ બેસે છે, નહિ તો વનમાંજ સુકાઇ જાય છે.

श्लोक

* क्वचिद्भूमौशायी क्वचिदपिचपर्यंकशयनः ।
क्वचिच्छाकाहारी क्वचिदपिचशाल्योदनरुचिः ॥
क्वचित्कंथाधारी क्वचिदपिचदिव्याम्बरधरो ।
मनस्वीकार्यार्थी नगणतिदुःखंनचसुखम् ॥ १ ॥

ભાવાર્થઃ—ઉદાર ચિત્તવાળો પુરૂષાર્થ સાધન કરનાર મનુષ્ય કોઇ વખત ભૂમિ ઉપર સૂવે છે તો કોઇવાર છત્રપલંગપર સૂવે છે. કોઇવાર શાક ( ઝાડ પાલો ) ખાઇ નિર્વાહ કરે છે તો કોઇ વખત ઉત્તમ ડાંગરના ચોખા ખાય છે. કોઇ વખત ફાટીફુટી ગોદડી ધારણ કરે છે તો કોઇવાર ઘણીજ ઉમદા કીંમતના સુંદર વસ્ત્રો પહેરે છે. અર્થાત ક્રમે કરીને દુઃખ અને

સુખ આપનારી વસ્તુઓમાં આસક્તિ રાખી દુઃખ સુખ ગણુ-
તો નથી.

---



પ્રાતઃકાળના સૂર્યોદયથી વિંધ્યાટવીનાં શિખરો સુવર્ણમય હોય તેમ શાન્તિને આપી રહેલાં છે. વિવિધ પ્રકારથી અનેક જાતનાં પક્ષીઓ પોતાના રહેઠાણપર જાગૃત થઇ વૃક્ષોને પોતાના સુસ્વર શબ્દોથી ગજાવી રહી કલ્લોલ કરી રહ્યાં છે. હજુ પર્વતોની ખીણોમાંથી નિશાદેવી પોતાનો સથવાસો સમેટી રહી નથી. મધુર મંદ ઠંડી સુવાસના ફેલાવથી પ્રવાસીઓના મગજને પ્રફુલ્લ બનાવી દેવાને પૂરકી રહી છે. પુણ્ય સરિતા શ્રીનર્મદાજીના પ્રવાહમાં લહરી, વિંધ્યાટવીના પ્રદેશને પોતાના કિલકિલાટથી ધ્વનિમય કરી રહ્યાં છે. નીલમણિ સમાન સ્વચ્છ જળ તરંગોની માંહે આમતેમ ઉછળી રહ્યું છે. એ સમય એ જગોપર એક યુવક કે જેની પાસે પોતાની નોંધબુક તથા પહેરેલાં કપડાં હતાં. તે પરથી અનુમાન થાય કે, તે એક નગરનો રહીશ છે, તે સિવાય તેની જાતપર કોઇ એવું વિશેષ ચિન્હ નહતું, કે જેથી કોઈ ધારી શકે કે તે કેવી જ્ઞાતિનો, કેવા આચરણવાળો, કેવા સ્વભાવનો, કેવા ગુણનો, કેવા કુળનો, કેવા જ્ઞાનને ધારણ કરનાર હશે; પણ તેની મુખાકૃતિ તથા શારિરિક છટાથી, કોઇ ધીમંત હોય તો ધારી શકે કે, તે કોઇ ઉત્તમ

વાનું ને યોગ્ય છે. મહાન લોભ, મત્સર, અહંકાર, ક્રોધના આધિન રહી કેવળ પૈસા પૈસા અને પૈસાજ રાત્રિ દિવસ રટયા કરે છે; જેથી આલોક કે પરલોક કોઇ પ્રદેશનો અનુભવ જાણ્યો કે, અનુભવ્યો નથી. એવા કે જેને ભારતાધિશ મહાન્ યોગેન્દ્ર શ્રી ભર્તૃહરી મહારાજે કહ્યું છે કે:—

श्लोक.

* येषांनविद्यानतपोनदानं ज्ञानंनशीलंनगुणोनधर्मः ।
तेमृत्युलोकेभुविभारभूता मनुष्यरूपेणमृगाश्चरन्ति ॥

ભાવાર્થ:—જેઓમાં વિદ્યા, તપશ્ચર્યા, પુણ્ય, જ્ઞાન, સદ્ગુણ, સદ્ધર્મ, ઇત્યાદિ કોઇપણ લક્ષણ હોતા નથી; તેઓ મનુષ્ય લોકોમાં પૃથ્વીના બોજારૂપ માણસનારૂપથી પશુઓ સરખા ફરે છે. વળી—

श्लोक.

* साहित्यसंगीतकलाविहीनः साक्षात्पशुःपुच्छविषाणहीनः ।
तृणं नखादन्नपि जीवमान स्तद्भगधेयःपरमंपशुनाम ॥

ભાવાર્થ:—કાવ્યાદિક, ગાન તાન અને કળા કૌશલ્ય જાણ્યા વગરનો મનુષ્ય પુંછડું તેમ શીંગડાં વગરનો ઘાસને ન ખાતાં ઢોર સરખો પણ જીવનને ભોગવે છે; તે પશુઓનું મોટું ભાગ્ય છે, કારણ તે મનુષ્ય જો ઘાસ ખાતો હોત તો,

પશુઓને ચારની તંગી પડત. તેવા માણસોથી ઘેરાયલી, પ્રજાની સંખ્યામાંથી તે ખોટો પડેલ રૂપીઓ હતો, તેની મુખાકૃતિ એવો ભાસ દેતી હતી કે ?

श्लोक.

* उदारस्य तृणं वित्तं शूरस्य मरणं तृणं ।
विरक्तस्य तृणं नारी निस्पृही तृणवज्जगत् ॥

ભાવાર્થ:—ઉદાર મનુષ્યને દ્રવ્ય, શૂરવીરને મરણ, તેમ વિરાગીને સ્ત્રી તણખલા સમાન છે; અને કોઇપણ ઇચ્છા નહિ ધરાવનારને, જગત પણ તણખલા સરખુ છે.

શું ત્યારે એ કોઇ મૂર્ખ હતો કે, તેને લક્ષ્મી, વૈભવ, આયુષ્ય ઇચ્છા, રતિ વિલાસ કે; દુનિયાની ખબર ન હતી, ત્યારે તે જગતનિયંતાના બનાવના કાયદાઓનો દ્રોહી હતો કે જડ હતો, કે તેની લાગણીઓ નષ્ટ થઇ હતી, કે તે પ્રેમ શૂન્ય હતો; હશે, જે હશે તે હશે પણ તે કાંઇ દૂર રહે જણાનાર નથી. કહ્યું છે કે:—

श्लोक.

* नजारजारजातस्यललाटश्रृङ्गं कुलप्रसूतिनचपाणिपद्मं ।
यदायदामुञ्चतिवाक्यबाणं तदातदाजातिकुलप्रमाणं ॥

ભાવાર્થ:—હલકા કુળમાં ઉત્પન્ન થએલા, મનુષ્યના કપા-

ળમાં, કાંઇ શીંગડાંનું ચિન્હ હોતુ નથી; તેમ ઉત્તમ કુળમાં ઉત્પન્ન થએલા, માણસના હસ્તમાં કમળરૂપ ચિન્હ હોતું નથી. પણ જ્યારે જ્યારે તે વાણીરૂપ બાણ મૂકે છે; ત્યારે ત્યારેજ તેની જાતિ અને કુળની પરીક્ષા થાય છે.

પણ હે મન ! તું ધૈર્ય ધર, હાલ જાહેર ન થતાં થોડો વખત ગુપ્ત રહી તપાસ કર. તે યુવકે પોતાનાં કપડાં દૂર મૂકી વીરકચ્છ પહેરેલ બદને સ્નાન કરી, શુદ્ધ વસ્ત્ર શુકવી, પહેરી દેહ-મનને શુદ્ધ કરી, પ્રફુલ્લ વદને પ્રયાણનાં પગલાં શરૂ કર્યાં.

*ચોખ્ખાઇ અને ઉદારતા, ડહાપણ શૌર્યજ પ્રીતિ;
સમાન સુખ દુ:ખ સત્યતા, એજ સજ્જનની રીતિ. ૧

અન્ય *નાળીએર રૂપ સજ્જનો, જોતાં તો દેખાય;
બોર રૂપ બીજા બધા, ઉપરથી શોભાય.

જીજ્ઞાસુ જન ! તું પણ પાછળ ચાલ કે તને તેની મુલાકાત થાય, હા, હવે જણાય છે કે, સમય મધ્યાન્હનો થયો છે, વસંતઋતુના બીજા પ્રહર સુધીના સમયને ધન્યવાદ છે. કદળી વૃક્ષો, આમ્ર વૃક્ષો, સાગ, સીસમ, નગોડ, વડ વૃક્ષ, પીપળ, સીમળ, કદંબા, રાયણો, ફણસો, આસોપાલવ, આમલીઓ, મહુડા, નાળીએરીઓ, વાંસનાં અભેદ્ય જુથો, તાડનાં ઘાડાં જુથો, જામફળીઓ, સીતાફળીઓ, દાડમડીઓ, અંન્જીરો, અખોડ, બદામનાં તથા ચારોળીનાં વૃક્ષો, કમળીઓ તથા દ્રાક્ષ વિગેરેની લતાઓ, સોપારી, ઇલાયચી, મધુર

ચંપા, ચંબેલી, ગુલાબ, મોગરા, જાઇ, પારિજાતક, જુઇ, કેવડા, વિગેરે તથા અનેક જાતનાં કંદરાઓને લગતી, મહાન પશુ પક્ષીઓના સમુહને નિવાસ કરાવી રહેલી, અલૌકિક ઇશ્વરી ચમત્કારને જણાવી અનેક ત્રિવિધો તાપને સ્મરણમાત્રમાં નાશ કરનારી, તથા બ્રંહ્માનંદને દેનારી વિંધ્યાટવીની અદભુત ઝાડી પ્રવાસીના તાપને શાન્તિકર નીવડી, જેથી બ્રહ્માનંદમાં આવી સંગીતાનંદ કર્યો.

( ગજલ )

કરજોડીને કરૂં વિનતી, નીજ ભકતપર લાવો દયા;
નીજ ભકતપર લાવો દયા, કેમ કૃષ્ણજી અળગા થયા....કરજોડી૦ ૧
કળિકાળ માયા મળ, બાળ બચાવી શરણે લીજીએ;
હું અનાથ નાથ નિભાવી, નિર્મળ પ્રેમભક્તિ દીજીએ;
છો રંકના પ્રતિપાળ, બહુ વીધ સંતવાણી કહી ગયા....કરજોડી૦ ૨
ધરી માનુદેહ વિપત્તીઓની, ઝાળ જે લાગી ખરી;
ઘનસ્યામ સિતારામ નામની, હામ મમ ઉરે ઠરી;
ભમતાં લક્ષચોરાશીના ચક્રમાં, કંઇ વ્યર્થ ભવ બહુ વહી ગયા. કરજોડી૦ ૩
મોહ પાસ કામદ ખાસ, મત્સર, લોભ, મન વશી રહ્યા;
ધરી ત્રાસ આયુ નાશ ત્રિવિધ, તાપ તન્ન પશી સહ્યા;
હવે મગ્ન દીન થઇ વિનવે, મેં ગુણ આપના નાલહ્યા...કરજોડી૦ ૪

શું ત્યારે તે ઇશ્વર ભકિતને ચહાય છે ? તેવી વિપત્તિઓના સપાટાથી બચવા માગે છે ? કામ, ક્રોધનો તેને અનુભવ છે ? ચાલ તો તો તેની પાસે જઇ વધુ વાત કરવીજ. કુદ-

જ્ઞાન



રતિ ખેંચાણુ થયું.

( ગીતી )

* ધાતુ મળે ગળવાથી, (સોના) પશુપક્ષી નો નિમિત્ત કંઇ પડતાં;
(વીગેરે)
ભવ લોભેથી મુરખા, સુજન મળે છે જરા નજર પડતાં

( દોહરો. )

હે મન ! *યાગ, દાન, તપ પાઠતો, કરી શકે કદી કોય;
ધીર સત ક્ષમા અલભનો, મહાત્મ વણુ નવ હોય.

( છપ્પા )

વળી, *ધૈર્ય વિપત્તિની માંય, ક્ષમા સંપતને અવસર,
યશનો પ્રતિદીન લોભ, શૌર્યતો યુદ્ધ સમયસર;
વાણીની ચતુરાઇ, સભામાં શોભે સારી,
વિદ્યા શાસ્ત્રો તણું, વ્યસન દીલ જેને ભારી.
જન મોટા જે કહેવાય છે, તેઓનામાં તો નકી;
ગુણ સઘળા આ શોભી રહે, સ્વાભાવિક રીતિથકી.

મળવાની ઉત્કંઠા થઇ. કહ્યું છે કેઃ—

*ગુણી સંગે ગુણી ખેલે, ગુણહીણુ સંગે નહિ ગુણી સુખ પામે;
ભેક વસે પાસે પણ, અલિ દુર વનથી જાય કમળ કામે.

જીજ્ઞાસુ જાહેર થયો; દર્શન માત્રથી આનંદને આપવા-વાળા આનંદ મૂર્તિને નમસ્કાર.

નમસ્કાર, મહાશય, આપનાં દર્શન કલ્યાણકારી હો. આપનાં દર્શન માત્રથી જણાય છે કે, આપ કોઇ રાજછત્ર છોજ. પણ વધુ તૃષ્ણા જાણવા માગે છે કે, પોતે કઇ ધરણીને બાહુ બળ પાસથી બંધન કરેલી છે. મહાનુભાવ, આ દેહને વીરસિંહના નામથી સર્વ ઓળખે છે, આ મુલકનું રક્ષણ કરવા મારી ફરજ છે, અહીંથી દશેક ગાઉ ઉપર, મારૂં પાટ નગ્ર છે. હું શિકારે નીકળેલ, તે અરસામાં આપના દર્શન માત્રથીજ આપના સત્સંગની જીજ્ઞાસાએ, આપના તરફ લાવી દીધેલ છે; આપને કાંઇ અડચણ ન હોયતો, આપની હકીકત જાણવા આ દાસ આતુર છે, તો તેને સંતુષ્ઠ કરવા કૃપાવંત થશો. આપની આટલી યુવાવસ્થામાં, સાદા વેશે અરણ્યમાં આવવું એ ઘણુંજ ગંભીર કારણ છે, જેથી તે જણાવશો !? આપના દર્શનથી આપની સંગતનો લાભ લેવા હું ઘણો ઉત્કંઠીત છું; કહ્યું છે કે:—

*જાઇ સમુદર ડુબીએ, મરીએ મહા વીખ ખાઇ;
મુરખ મિત્ર ન કીજીએ, જામે નહીં ચતુરાઇ.

પણ, *સજ્જનકી લાતાં ભલી, જલો મુરખકી બાત;
લાતાં સે સુખ ઉપજે, બાતાંસે પત જાત.

યુવક મનમાં વિચાર કરે છે કે:—

*રાજા જોગી અગન જલ, ઉસકી ઉલટી રીત;
ડરતા રહીઓ પરશરામ, થોડી રખીએ પ્રીત.

પણ ફીકર નહિં એ રાજા છે, પણ યોગીને કોઇ પહોંચી શકે એમ નથી; તેમ છતાં.

*ત્રીમડા આંખ મુખ હસતુ, પ્રીતિ વાતમાં વળી મધુર વાણી
અધિક સ્નેહને આદર, અનુરક્તની એજ રીતિ જાણી.

એવાં ચિન્હો હોવાથી, દ્રઢ વિશ્વાસને જણાવે છે, જેથી આપણો મનોવિચાર જણાવવા, કાંઇ અડચણ નથી, તેમ એઓની મુખાકૃતિ સુજ્ઞ અને વિદ્વતા ભરેલી જણાય છે. જેમ,

કવિત.

*તારેકી જ્યોતમે ચંદ્ર છુપે નહીં, સુર્ય છુપે નહીં બાદલ છાયો,
રાઢ પડે રજપુત છુપે નહીં, દાતા છુપે નહીં મંગન આયો;
ચંચળ નારીકો નેન છુપે નહીં, પ્રીત છુપે નહીં પીઠ દેખાયો,
કવિ ગંગ કહે સુન શાહ અકબર, કર્મ છુપે નહીં ભભુત લગાયો.

માટે ખાસ એમને જણાવવોજ;

રાજશ્રી આપનું કહેવું યથાર્થ છે, યુવાવસ્થામાં સ્નેહી, સંબંધી, સુખ સ્મૃદ્ધિ છોડી જંગલમાં નાગરીક મનુષ્ય નજ આવે; પણ આપ એમ ન ધારશો કે ઉમ્મરજ, વૈરાગ્યને લાવે છે, પણ અનુભવની બારીકી એજ મારૂ અત્રે આવવાનું કારણ છે.

પણ મહાનુંભાવ, આપને આ જંગલમાં મનુષ્ય ધર્મના કર્તવ્યો કરવાને શું સાધન મળી શકશે, આપની જીંદગીનું સાફલ્ય કરાવા વસ્તીની જરૂર છે.

યથાર્થ છે, રાજ્યશ્રી આપનું વચન સત્ય છે, પણ જ્યારે આપ મારા જવાબો સાંભળી તૃપ્ત થશો, ત્યારે આપને મારી સ્થીતિનો ખ્યાલ થશે. હે નરાધીપ ! જ્યારે આપની સાંભળવાનીજ ઇચ્છા છે, તો હું તે આપને જણાવીશ; આપ એમ નહીં ધારતા કે, હું કોઇ આપત્તિનો ભોગ થઇ પડેલ છું; કે દેવાના ડુંગર તળેથી બચવા બહાર નીકળેલ છું; અગર ગુન્હેગાર છું; યા તો નિરૂદ્યમી, નિર્ધન બીનઆવડ છું, એમ નથીજ પણ ફક્ત ભારતભુમિમાં ચાલતા વિચિત્ર ઝપાટા એજ. મારા મનપર વૈરાગ્ય વૃત્તિ લાવી. ભવાટવી ચક્રપર રાખેલ છે, આપ જેવા નરેશને આવી બાબતનું ધ્યાન સંભળાવવા, મને કોઇપણ જાતની સંકોચતા નથી. કહ્યું છે કે:–

શ્લોક.

*दुःखिते मनसि भक्ति । दुःखी ते सत्समागमाः ॥
दुःखितेऽनुभवेत्सर्वे । तस्मात्तत्सुखतोऽधिकम् ॥

ભાવાર્થ:—દુ:ખ પ્રાપ્ત થવાથી મનમાં ભકિત ઉપજે છે, તેમ દુ:ખ પ્રાપ્ત થવાથીજ સાધુ પુરૂષોનો સમાગમ થાય છે, દુ:ખથીજ સર્વ બાબતનો અનુભવ થાય છે, માટે દુ:ખ એ સુખથી વધારે શ્રેષ્ઠ છે.

એ વાકયને યોગ્ય અનુભવ્યું છે, અને તેને હું ખમવા ખુશી છું.

મારૂં મન, શ્લોક.

*एकोदेवोकेशवोवाशिवोवा । एकोमित्रोभूपतिर्वायतिर्वा ॥
एकानारीसुंदरीवादरीवा । एकोवासोपत्तनेवाबनेवा ॥

ભાવાર્થઃ—એકજ દેવ કાં તો વિષ્ણુ અથવા શંકર તેમ મિત્ર પણ એકજ રાજા વા સંન્યાસી વળી સ્ત્રી પણ એક કાં તો રૂપ ગુણવાન સ્ત્રી યા તો પર્વતની ગુહા. તેમ નિવાસ પણ એકજ શહેરમાં કે વનમાં. અર્થાર્થ કાં તો ભોગપક્ષનો સ્વીકાર અથવા તો ત્યાગપક્ષનો સ્વીકાર.

એ વાકય પ્રમાણે દ્રઢ છે.

માટે *કહો, ક્યમ દુઃખની પ્રાપ્તિ વિના, ગુણની પ્રાપ્તિ થાય;
વીંધાઇને બંધાય તો, સુમન સુગુણ થઇ જાય.

વળી *મનુષ્યરૂપી શુભ રોપજે છે, સંપત્તી મેઘ થઇ સીંચે છે;
વિપત્તીનો સૂર્ય ન જો પ્રકાશે, તો કાહીને નીર્મુળ થાશે.

અને *કાપુસ પુંજ તુલ્ય સર્વ વિપત્તી માનો,
અંગર તુલ્ય શુરવીર, પુરૂષ જાણો,
તે આરપાર નીકળે, કરી માર્ગ મોટો,
બાળી કરે વિપત્તીનો, ઝટ ભસ્મ ગોટો.

એ વાકયને હું અનુભવું છું, અને સત્ય કરવા અભિમાન રાખું છું, તે બાબતમાં "દેહં પાતયામી વા કાર્ય સાધયામી" એ મારો દ્રઢ હેતુ છે.

મહાનુંભાવ આપે એ કામ ઘણુંજ વિકટ અને અશક્યધાર્યું છે.

નશાધીપ મનુષ્યને કંઇપણ વસ્તુ અશકય નથી, અશકય એ શબ્દ બળ બુદ્ધિહીણ મનુષ્યોના હૃદયમાં રહે છે. કહ્યું છે કેઃ—

श्लोक.

*उद्यमं सा[illegible]सं धैर्यं । बलं बुद्धि पराक्रमं ॥
षडेते यस्य [illegible]ते । तस्मा[illegible] देवो पिशंकते ॥ १ ॥

ભાવાર્થઃ—ઉદ્યોગ, સહસા કાર્ય, ધીરજ, બળ, બુદ્ધિ, પરાક્રમ, એ છ બાબત જે પુરૂષમાં હોય. તેનાથી દેવ પણ શંકાવાળા રહે છે. એટલે ભયભિત રહે છે.

તો અશકય શું ચીજ છે, પણ.

*અલ્પ બુદ્ધિનો પુરૂષ જો, હાથે ખાલી થાય;
ગ્રીષ્મે હુસરીતા પડે, કર્યું કરાવ્યું જાય.

મહાનુંભાવ, આપે સર્વનો ત્યાગ કેમ કર્યો, આપનો મુળ હેતુ શું છે, તે નિશંકપણેથી જણાવો. સાંભળો,

*આપત્તિ પડી હોયે તે સમયે, મીત્રો ખરા જાણીએ,
દેવામાં સમજાય દાનત ખરી, યુધ્ધે શુરો માનીએ;
વેળા દુઃખની માંય જણાય, સઘળાં સાચાં સગાં હોયતે,
પુંજી ઓછી થએ જણાય, જલદી ભાર્યા ખરી હોય તે;

વળી *ઓચ્છવ દુઃખ દુકાળમાં, રાજદ્વાર મસાણ,
દેશ બંડમાં નવ તજે, તેને બાંધવ જાણ;

તથા *દુરીજન ગણી અંગાર રૂપ, ન કરો પ્રીતિ સંગ,
ઠંડો કર કાળો કરે, તાતે દાઝે અંગ;

વળી *જે ઠેકાણે માન નહીં, નહીં જીવીકા નહીં મીત્ર,
વળી વધાની પ્રાપ્તિ નહીં, તજવું તેજ ખચીત;

તથા *ભય લજ્જા વ્યવહારને, ડહાપણને વળી દાન,
એ પાંચે જેમાં નહીં, ત્યાં વસવું ન નીદાન;

એવું છે કે, *સહસ્ત્ર અવસર શોકના, સો ભયના દીન દીત,
પંડીત ને તો કાંઇ નહીં, પણ મુંઢને જે મતીહીન;

**એ વાકયનો અનુભવ લઉં છું.**

માટે *તૃષ્ણાગ્નિ તજી તો પછી, કોણ ગરીબ ધનરાય,
તૃષ્ણા લશ્કર પેસતાં, દાસપણું શીર થાય;

**રાજન ! આ શ્લોક દુરગુંણી તૃષ્ણા નીરમુળને માટે છે.**

જુવો કે ઉચ્ચ તૃષ્ણા એ માણુસને ઉચ્ચપદ આપનાર છે, તે મને ઘણીજ છે, છતાં મારા અનુભવે મને ખાત્રી થઇ છે કે ગમે તે હાલતમાં પણ મારી તૃષ્ણા ઇશ્વર મને સફળ કરાવે છે અને કરાવશેજ જેથી મને દુરાગૃહી અંધમોહ કમી છે અને અડચણ શું છે કે:—

श्लोक.

* परोपकरणं येषां । जाग्रति हृदये सदां ॥
न यान्ति विपदस्तेषां । संप दःस्यु पदेपदे ॥ १ ॥

ભાવાર્થ—પરોપકાર વ્રતી જેઓના હૃદયમાં નીરંતર રહે છે. તેઓની સર્વ વીપત્તીઓનો નાશ થઇ પગલે પગલે સર્વ સંપત્તિ મળે છે.

હું અહેવો છું કે—

* ગરજુ ઓશીઆલા પેટ ભરા, પરોપ જીવીકા પર જેહ,
સાચુ કહેતાં ખમચે, ખમચ્યા ન રહે સ્વતંત્ર પર છે જેહ;

માટે હે રાજન ! મારી આપને કાંઇ પણ જરૂરીયાત હોય, અને આપને મારા વિષે કઇપણ કારણ હોય, તો તે ખુશીની સાથે જણાવો; તો તેને મારી શકિત પ્રમાણે યોગ્ય બજાવીશ, ખાંચો ખાનાર નથી.

રાજા મનમાં વીચાર કરે છે કે. વિદ્વાનોનું વાકય છે કે-

श्लोक.

* अधमा धन मिच्छंति । धनं मानंच मध्यमः ॥
उत मामा नमिच्छंति । मानर्हि महतां धनम् ॥ १ ॥

ભાવાર્થ—કનીષ્ઠ મનુષ્ય કેવળ ધનને ઇચ્છનારા છે અને મધ્યમ વર્ગના માણસો ધન અને માન બન્નેને ઇચ્છે છે અને ઉત્તમ પુરૂષ તો કેવળ માનની ઇચ્છા ધરાવે છે. કારણ કે, માન એજ મહત્ પુરૂષનું મહાન ધન છે. અને

श्लोक.

*अक्रोधवैराग्यजितेन्द्रियत्वं । दयाक्षमाशान्तिजनप्रियत्वं ॥
निर्लोभदाताभयशोकहर्ता । ज्ञानस्यचिन्हानिदशलक्षणानि ॥

ભાવાર્થ—ક્રોધ નહિ રાખવાપણું, વિષય વાસનાનો અભાવ, જીતેદ્રિપણું, દયા, માફ આપવી, શાન્તી, લોકપ્રીયતા, લોભ નહિ રાખવાપણું, દાતારપણું, ભીતીને અને શોકને દુર કરવાપણું, આ જ્ઞાનનાં દશ લક્ષણો છે.

એ ચીન્હ જણાય છે તો,

श्लोक.

* शैलेशैलेनमाणिक्यं । मौक्तिकंनगजेगजे ॥
साधकान.।सर्वत्र । चंदनंनवनेवने ॥

ભાવાર્થ—દરેક પર્વતમાં માણેક પાકતાં નથી. તેમ દરેક હાથીઓના ગંડસ્થળમાં મોતી પાકતાં નથી. તેમ સર્વ જગોએ સાધન પ્રાપ્ત કરનારા હોતા નથી; કારણ કે ચંદન વૃક્ષ દરેક વનમાં હોતાં નથી.

માટે ચુકવું નહિ; કારણ—

श्लोक.

* पिनाप्यर्थैर्वीरः स्पृशति । बहुमानोन्नतिपदम् ॥
समायुक्तोप्यर्थैर्परिभव । [illegible] पणाः ॥ १ ॥
स्वभावादुद्भूतांगुणसमुदयावाप्तिविषयां ॥
द्युतिर्सिंहींकिंश्वाघृतकनकमालोपिलभते ॥ १ ॥

ભાવાર્થ—ઉદાર મનુષ્ય દ્રવ્યના સાધન વગર પણ ઘણાજ ઉન્નતિના સ્થાનને મેળવે છે. પણ કૃપણ ઘણાજ દ્રવ્યવાળો હોવા છતાં પણ દરેક વાતથી પરાભવ પામે છે. ઘટે છે કે, સ્વાભાવિક રીતેજ પ્રાપ્ત થએલી ગુણના સમુહને પ્રાપ્ત કરવાના વિષયવાળી, એવી જે સિંહની કાન્તિ તેને સુવર્ણની માળાને ધારણ કરવાવાળો કુતરો શું પ્રાપ્ત કરી શકે ? ( અર્થાર્થ ન પ્રાપ્ત કરી શકે ) માટે લાવ, પુછી જોઉં.

મહાનુંભાવ ! આપની પાસે આ જે પુસ્તક દેખાય છે, એ શાનું છે ?

હે રાજન ! કહ્યું છે કે—

श्लोक

* काव्यशास्त्रविनोदेन । कालोगच्छतिधीमता ॥
व्यसनेनचमूर्खाणां । निद्रयाकलहेनवा ॥

ભાવાર્થ—કવીતા અને શાસ્ત્રાવલોકનના આનંદથી બુદ્ધિમાન પુરૂષોનો કાળ નિર્ગમન થાય છે. પણ મૂર્ખ માણસોનો સમય કેવળ વ્યસન, નિદ્રા અને કલેશમાં નિગમન થાય છે. તે પ્રમાણે મારા વખતનો એ ઉપયોગ છે, તેમાં ઘણું ગંભીર ભેદ ભરેલુ ધાર્મીક લખાણુ છે,

રાજા મનમાં વિચાર કરે છે કે—

श्लोक.

* संपादि यस्य न हर्षो । विपादो रणेच धीरत्वं ॥
तं त्रय भुवन तिलकं । जन यति जननि सुतं विरलं ॥

ભાવાર્થ—સંપત્તિમાં જેને હર્ષ ઉત્પન્ન નથી થતો અને વિપત્તિમાં જેને ખેદ નથી થતો. એવા સ્વર્ગ, મૃત્યુ, પાતાળના તિલકરૂપ કોઇ વિરલા પુરૂષને માતા જન્મ આપે છે.

શું ઇશ્વર કૃતિ છે માટે,

દોહરો.

*જાહેરી ઝાડ સંસારને, મધુરાં ફળ બે હોય;
કાવ્ય સૂત તો ચાખવું, સુજન સમાગમ સોય.

માટે વધારે વિવેચન કરવાની જરૂર છે ખરી !

મહાનુભાવ, આપના આ ધાર્મીક વિષયનો લાભ મને આપશો, એમ મારી નમ્ર પાર્થના છે.

હે રાજન ! એક ચીતથી શ્રવણ કરો અને કંઇપણ શંકા રહે તો, જણાવશો તો તેનું નીવારણ કરીશ.

આ દુનીઆપર જન્મ ધરીને, દરેક માણસે ફક્ત પોતાની ચાર પ્રકારની, ફરજો બજાવવાની છે. તે એકે, ૧ ધર્મ, ૨ અર્થ, ૩ કામને, ૪ મોક્ષ. ૧ ધર્મ શબ્દનો ખરો અર્થ એ છે કે, આ દુનીઆપર જેમ આપણા ઘરમાં, ઘણાં માણસો હોય છે, તે દરેકે સવારથી ઉઠી રાત્રે શયન કરતાં સુધીમાં ઘરનાં તથા કુટુંબના રક્ષણ, તથા વૃદ્ધી, ઉચ્ચ પદવી અને સરસાઇના સારૂ, તન, મન, ધનથી, ઉદ્યોગમાં મંડયા રહેવું જોઇએ પછી ઘરનો ડોસો હોય કે, પત્નિ હોય કે, પુત્ર હોય કે, પુત્રી હોય કે, ભાઈ બેન હોય, અગર ગમે તે કુટુંબી હોય તે દરેકે પોતાનું કામ બજાવવું જોઇએ. તેમજ મનુષ્યે, આ જીંદગીમાં આવી દુનીઆની ઉત્પતિ, સ્થીતિ, લયના કારણોના વાકેફ થઇ, તેને શુદ્ધ, અશુદ્ધતામાં ફેરવી દુનીઆને ઉન્નતિ,

પર ચઢાવવામાં પોતાનું જીવન, ધન, ગુમાવવું એને જ્ઞાનવેત્તાઓ, મનુષ્ય ધર્મ કહે છે કે, જેથી સઘળી દુનીઆ સુખી રહે પણ એકલ સ્વાસ્વાર્થી થઇ જવાથી, દુનીઆ ચાલે નહીં માટે પરોપકારી થવું, એજ ધર્મ, એવી માનુષ ધર્મને બજાવવાની શકિત મેળવવા બાળપણેથી મનુષ્ય,

**શ્લોક.**

* देशाटणंपंडितामित्रताच । वारांगनाराजसभाप्रवेशः ॥
अनेकशास्त्राणिविलोक्यतानि । चातुर्यमूलानिभवंतिपंच॥

ભાવાર્થ—દેશાંતરની મુસાફરી, પંડિત મનુષ્યોની મીત્રાઇ વારાંગનાઓનો સમાગમ, રાજસભામાં બેસવું, અનેક શાસ્ત્રોનું અવલોકન, એ પાંચ ચતુરાઇનાં મુળ છે.

એવાં પાંચ સાધનોથી કેળવાઇ રહ્યા પછી તે ધર્મજ્ઞાનને લાયક થાય છે. બ્રાહ્મણોનો ધર્મ કે, સુવિચારોને શોધી, સારા રસ્તા બનાવી અન્યવર્ણોને પરોપકારથી એપર લાવી, એક ઘરમાં ઘરડા માણુસનું એ કામ છે.

ક્ષત્રિનો ધર્મ કે, સંસારમાં સુધર્મને એટલે ઉન્નતિને પાટલે પહોંચાડનારને, સાશન દેવા પોતાના પ્રાણુની પરવા કરવી નહિ અને માર્ગ નિષ્કંટક બનાવી આપવો, ઘરના દાખલામાં પુરૂષનું એ કામ છે.

વૈશ્યનો ધર્મ કે હુન્નર, વેહેપાર, ખેતી કરી બ્રાહ્મણો તથા ક્ષત્રીઓના આધીન રહી, તેમની આજ્ઞા પ્રમાણે ચાલવું, ઘરમાં સ્ત્રીનું એ કામ છે.

શુદ્રનો ધર્મ કે કેવળ મહેનત કરી, ત્રીવર્ણોના આધીન રહી, દાસત્વ સ્વીકારી જીવન ગાળવું અને ચાર વર્ણોના ધર્મ કહે છે, બચ્ચાંઓનું અજ્ઞાન અવસ્થામાં એ કામ છે.

અનેક વાતાવરણોના તથા સંસારના અનુભવોથી, વાકેફ થયેલા વૃદ્ધ વડીલોની આજ્ઞા ઘરના તમામ માણુસોએ પાળવી જોઇએ અને તેજ પ્રમાણે વર્તવાથી, સુખી જીવન બની શકે કેવળ એમજ નથી કે, પુરૂષ, સ્ત્રી, છોકરાઓએ વૈત્રુંજ કરવું, જ્ઞાન સંપાદન ના કરવું, પણ ઉત્તમ કેળવણી વૃદ્ધ વડીલો પાસેથી તેમની સેવા બજાવતાં, ગ્રહણ કરવી, જેથી કાળે કરી તે પણ ઉપદેશક થવા સમર્થ બની ઉત્તમ પદ મેળવે; તદનુંસાર સાંસારીક વિષયમાં દાખલો લઇ જગત એક ઘર ગણી ચાર વર્ણો તેના કુટુંબી થઇ તે જગતને આબાદીથી ઉન્નતી પર લાવી, મોક્ષનો માર્ગ નીષ્કંટક કરી દેવો; તેજ ધર્મ, ધર્મના કામમાં દાનનો રીવાજ થવાનો મુળ હેતુ ગરીબ નીરાધારને મદદ કરવાનો છે, નહીં કે તે બળતામાં બળતું અગર સાટાપાટી કે કામના બદલાથી યા નામને ખાતર કરવું, ષટકર્મનો મુળસાર, વિદ્યા, મફત ભણાવવી અને આતિથ્ય સત્કાર કરવો નહીં કે વીના ખર્ચે, ઢોંગ કરી દાન લેવા કે, મોટા પદની પદવી કહેવડાવવા કરવું, રાજ્ય-કેવળ-રૈયતને

સુખી કરવા વિક્રમસેનની માફક કરવું, નહીં કે, જબર જસ્તીથી ઝકડી પશુઓપર સ્વાર થઇ લહેરમાં ફર્યા કરવું.

શુદ્રોએ સેવા ભકતી જ્ઞાન મળવા સારૂંજ કરવી. નહીં કે, તેમાં અંધપણે મજુરીમાંજ જન્મ ગુમાવવો.

આસુરી પ્રકર્તીના મનુષ્યોને પણ પરમેશ્વરના ઉત્પન્ન કરેલા છે એમ સમજી આંખો આડા કાન કરી તેનાં કર્મ તે જાણે, એમ કહી દાનનો ખોરાક આપી વધારવા નહીં, કારણ તેનો બોજો દરેક પૃથ્વીના પર આવેલી, હરકોઇ વસ્તુને કે પ્રાણીને છે. દાખલો એક માલનું વહાણ પરમુલકથી આપણા મુલકમાં આવતાં બુડે, તેના માલનો ભાવ દરેક ખરીદનારને શીર વધે અને તંગો વેઠવી પડે, માટે તેના બચાવની મહેનત દરેકે કરવી. ન ધારવું કે તે તેનો માલીક કરી લેશે. તે મુજબ દુષ્ટ લોકના વધવાથી જગતના તમામ જીવ-જંતુ વસ્તુનો નાશ થઇ, અધોગતીનો પાયો મજબુત થાય છે. જેથી મોક્ષ જતાં ઘણાં સંકટો આવે છે. દાખલો એક પિતાના ચાર છોકરા હોય છતાં તેમાંના નાદાન નીપજે તો તેને શામ, દામ, ભેદ, કે દંડથી સુધારવા, નહીં તો બીજાને દુઃખી કરી પાયમાલ કરે, એને ધર્મ સમજવો અને તે બ્રાહ્મણોના ઉપદેશ પ્રમાણે વર્તી ક્ષત્રીએ સંપૂર્ણ બજાવવા, પોતાના જાન માલની પરવા કરવી નહીં. કારણ ધર્મમાંથીજ અર્થ લાભ થાય છે, અર્થ લાભથીજ કામ ભોગ મળે છે, કામ, ભોગથી નીવૃત થએલ જીવનેજ મોક્ષ મળે છે.

અસલ મનુષ્યોની કોમોના પ્રકાર ચાર જાતના ઠરાવ્યા હતા. બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શુદ્ર આ ચાર જાતો પોતાના સ્વભાવની પરીક્ષાથી ગણાતી. શુદ્ર જાત બ્રહ્મકર્મોના વિષય ફળીભુત કરતા તો તેને રૂષીપદ મળતુ, બ્રહ્મર્ષિના કુળમાં ઉત્પન્ન થએલ જ્ઞાન હીન થતા તો તેની તેના જ્ઞાન પ્રમાણે જાત ગણવામાં આવતી, એવું સત્ય અને અદ્વૈતથી સંપ, શાન્તિ, જાળવી, સુખી જીવન ગુજારવામાં આવતું કાળ જતાં તેમાં ફેરફારી થઇ અને કર્માધીન જાતોની નીમણુક કરવાની બંધ થઇ અને વંશ પ્રમાણે જાતો ગણવામાં આવી, જેથી અસત્યનું મુળ અને સત્યાનાશના ગણેશ બેઠા, અધર્મ, કુસંપ, પાયમાલીનું બીજ રોપાયું તેને ઉછેરતાં વખત ગયો નહીં; ત્યાં તો રૂષીઓ શુદ્રની માફક માયાધીન થયા, તથા શુદ્ર બ્રહ્મર્ષિ થવા લાયક હતા, તેની સાથે દ્વેષથી ટંટા ફીસાદો મત્તામત ચાલુ થઇ, પોતાના કર્તવ્યોમાં ખામી પડી, અને ચાર પુરૂષાર્થોની પાયમાલી થઇ, અનાજનો ગ્રાસ નાકમાં ઘાલે, અને સુગંધ પુષ્પો કાનમાં સુંગાડે, પાઘડી પગે બાંધે અને પાદુકા મસ્તકે ધરે, તે જેમ કામ આપે તેવાં આ વગર પરીક્ષાએ અધીકાર પામેલા મનુષ્યોએ કર્તવ્ય કરી પોતાનો દોષ ન ગણાતાં, કળીયુગને વગોવવા માંડયો. અસત્યનો ઉદય થયો સત્ય ડુબતું ગયું, યોગયજ્ઞ જેવા અતિ પવિત્ર ઇશ્વર પ્રાપ્ત કરવાના પ્રયોગોની બીનઆવડ મનુષ્યોના હાથથી અફળતા થઇ અને તે જુઠી ઠરી પોતાનાં જેવાં કર્તવ્યો હોય તે પ્રમાણે જાતીનો લ્હાવ લઇ શકાતો હતો અને તેથી ઉત્તમ વર્ગમાં

ભળવા મહા પ્રયાસ કરી સદ્વર્તનથી લોકો ઉંચ પદવીએ ચઢતાં જેથી સત્ય ધર્મને ઉત્તેજન મળતું ધર્મનો મુખ્યભાવ સત્યમાંજ સમાતો. સત્યાચરણ ઇશ્વરોપાસના માયાત્યાગ એજ બ્રાહ્મણોના અલંકારો હતા; એવી શુદ્ધ ઉપાસનાથી બ્રહ્મર્ષિઓ વચન સિદ્ધિ જેવી મહાન સિદ્ધિ મેળવતા અને તેથી ઇશ્વર સાક્ષાતરૂપ થઇ જવામાં અદ્વૈતતા થતી પોતાના તપના બળે કરી, નવી સૃષ્ટી પેદા કરી શકે તેવા સમર્થ હતા. એક વચનથી પ્રલય કરી શકે તેવા હતા, જેથી માયા રહીત જંગલી સ્થીતિના ડોળ, તુંગવાળા, પણ ઇશ્વરાંસી ભુદેવોને રાજાઓ ષોડશોપચાર પુજન કરી કૃતાર્થ થતાં જમાનાએ ફેરફારી કરી ત્યારે ધર્મોપદેશક બ્રાહ્મણો ઉપદેશ કરવા લાગ્યા કે ધર્મ એટલે રૂપાઆ, જમીન, દાણા, વસ્ત્ર, પશુ, પ્રાણી, રાચરચીલાં વિગેરે બ્રાહ્મણને આપવું એનું નામ ધર્મ, માટે અમને આપો તેથી તમારૂ કલ્યાણ થશે, જો જો દુનિયાના ભુદેવોનાં ભાષણો. ક્ષત્રી કહે છેકે, "તુમ પકડ લાવ હમ શીર કાટતે હે" ને વર મરોકે કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો, વૈશ્ય શુદ્ર તો કંઇક જ્ઞાની હતા, ને કંઇક અજ્ઞાની હતા, એટલે કોઇપણ જાતનો રસ્તો માની શકયા નહીં. વૈશ્ય, શુદ્રો પોતાના ફરજીયાત કામોમાં ઘણે દરજ્જે ચઢતા થયા, પણ તે તત્વજ્ઞાનને લાયક થઇ શકે તેવાઓને હલકીજ જાતોમાં ગણ્યા, તથા બ્રાહ્મણ, ક્ષત્રીઓ, વૈશ્ય, શુદ્રનું પણ કામ નહીં જાણનાર તે તત્વજ્ઞાન કયાંથી જાણે, તેવાઓએ આગેવાન ભાગ લીધો જેથી બ્રાહ્મણો તથા ક્ષત્રીયોજ પોતાના કામમાં પછાત હોઇ પોતાના

તાબામાં આવેલ હરકોઇ વસ્તુની પાયમાલી કરવા રૂપ બન્યા જેથી રાજ્યશ્રી, મારી નોંધબુકના વિષયમાં તેમના પ્રત્યે ઉદ્દગાર જણાવવા પડેલ છે તો તે તેવા હશે, તેનેજ લાગુ થશે સુજ્ઞને માટે તે નથીજ ધર્મમાં અર્થ પ્રાપ્તિ, કામ પ્રાપ્તિ, મોક્ષ પ્રાપ્તિ, જેમ બને તેમ બીનહરકતે સર્વને મળી શકે એવા રસ્તા તૈયાર કરી, ચાલુ રાખવા એજ ધર્મને તેના અધીકારી ધર્મગુરૂને નીમો, હાથ નીચે બ્રાહ્મણોને રાખેલા પણ "ગુરૂ લોભીષ્ટ શીષ્ય લાલચુ દોનો ખેલે દાવ, દોનો બુડે બાપડે બેઠે પથ્થરકી નાવ" તેમ દાન, દક્ષણા અને ભેટ, ભોજનો ઉડાવી ફક્ત દીવસ રાત્રીનું પણ ભાન ન જાણનારા, બ્રાહ્મણો મનુષ્યોના ચાર પુરૂષાર્થરૂપી સુખની આહુતીઓ આપી રહ્યા છે.

૨ અર્થ પ્રાપ્તિ માટે જગત્ કરતારે ઘણુંજ સૃજેલું છે, પણ ધર્મ જ્ઞાન વીના દળીદ્ર, દુઃખ ભોગવે છે.

૩ કામ મનુષ્ય ધર્મ તથા અર્થાદિકથી તજાયેલ લોકોને શુદ્ધ કામ ભોગ કેમ ભોગવવા, તેનું સ્વપ્ને પણ ભાન હોતું નથી. તેમાં વળી મુર્ખ વિદ્યાહીન લોકો પોતાના બાળકોને પોતાની મરજી કેવળ ધન કે નામને ખાતરજ સંબંધ કરાવે છે અને તે અજ્ઞાન વયમાં કરે છે. તેથી અનુદ્યોગ, કુસંપ, નિર્માલ્ય, નિસ્તેજ, નિર્વીર્ય, અલ્પાયુષી પ્રજા નીવડી દુઃખી જીવન ગુજારી અધોગતિને પ્રાપ્ત થાય છે.

૪ મોક્ષ, ધર્મ, અર્થ કામનાં ખરાં રૂપકને નહીં પામી દુઃખથી કંટાળી વૈરાગ્ય લેવા ઇચ્છે છે, પણ તેને આધી, વ્યાધી, ઉપાધી લાગી વધારે દુઃખ આપે છે. કારણ તેની વાસના ભોગ ભોગવીને, તૃપ્ત થએલી હોતી નથી અગર વિદ્યા મેળવો ઇશ્વર પ્રત્યેની ભક્તિની કે બ્રહ્મજ્ઞાનની લાગણી કરી શકી નથાં. જેથી મોક્ષ મેળવવાને પણ તે ફળીભુત થતા નથી, જેથી ॥ નર્દરીદ્રી પુનરેવપાપી ॥ એ વાકય મુજબ દરેક નવા નવા જન્મે દાલીદ્ર દુઃખમાં ડુબકાં મારતા નીપજે છે અને તેને ધર્મગુરૂઓ વધારે મજબુતાઇથી દુઃખનું પલાણુ બાંધી આપે છે, તે ઉપર દૃષ્ટાંત આપું છું.

આવો ધાર્મીક વિષય સાંભળી રાજા આનંદાશ્ચર્ય પામી, શુદ્ધાંતઃકરણથી, સદગુરૂ કહી નમસ્કાર કરવા લાગ્યા.

ગુરૂજીએ રાજાજીનો હસ્ત ઝાલી બેસાડી કહ્યું. રાજન, હું અલ્પજ્ઞ આટલા માનને યોગ્ય નથી. માટે મારી સાથે ફક્ત, વિદ્યાપરજ પુજયભાવ રાખી, ભ્રાતૃભાવથી વર્તશો, એવી મારી વિનંતી છે.





# પ્રકરણ ૩ જું.

યા માલિક જમાના ફીર ગયા રસ્તા સુજતા નેહે.

## ધર્માર્થ, કામ, મોક્ષના નાશનાં કારણો.

| સરળ સમજ. | વેદાન્ત સમજ. |
| --- | --- |
| ૧ પુરૂષરૂપી ક્ષત્રિયને જીંદગીમાં મહત્વનાં કાર્ય કરવાનાં ફક્ત ચાર છે. તે એ કે. ધર્મ, અર્થ, કામ, ને મોક્ષ એ પ્રમાણે ચાર રાજ્યો જીતવાનાં છે. એવું શાસ્ત્ર સિદ્ધ છે, એ ચાર રાજ્યો જે મહાન જબરા કિલ્લામાં આવેલ છે, તેને જીતવાને માટે પુરૂષ રણવીરને સબળ મદદગાર સાધનરૂપ પોતાના લાભ અર્થે, જોડથી ત્વરીત અને સુલભતાથી જીતી શકવા. | ૧ આત્મા પુર્વ સંચીતથી પૃથ્વીપર આવેલો છે તેને. (અગર સગુણભોગના ઉપાસક જીવને). |

| | |
|---|---|
| ૨ (સ્ત્રી) રૂપ મહાન તેજી અશ્વ છે, એ અશ્વની સહાયથી એ કીલ્લા પાર પાડી શકવા પુરૂષ વીર સમર્થ છે, અને તેટલું સમજી પુરૂષે લગ્ન સંબંધ કરવા તત્પર થવાની જરૂર છે. હાવે એ લગ્ન કરવાને માટે શું કર્તવ્ય પુરૂષે કરવું તથા જાણવું જોઇએ | ૨ આત્માજ્ઞાન બુદ્ધિ સાત્વીક બુદ્ધિ (લગ્ન) આત્માને બુદ્ધિની જરૂર. |
| ૩ આ રૂપ અશ્વના શાસ્ત્રી કોકદેવજી કહે છે, કે રણવીર પુરૂષ એ અશ્વને કાબુમાં રાખવા, તથા માલકીના હક રૂપ ફકત સાધન એકજ છે તે એજ કે | ૩ ધર્મગ્રંથોના મહાન પુરૂષો. |
| ૪ "સંપુર્ણ શુદ્ધ નૈસર્ગીક પ્રેમરૂપી લગામ." એ લગામ જ્યાં અક્ષય છે, ત્યાં સુધી અશ્વ તારા કબજામાં રહેશે, માટે લગામને ઘસારો પાડી કે હવડ રાખી તુટી જવા દેઇશ નહીં. | ૪ ઇશ્વર નામ સ્મર્ણનો દ્રઢ સત્ય પ્રેમ. |
| ૫ કોકદેવજી કહે છે કે જેમ અશ્વ એક જાતના નથી, તેમ સ્ત્રીઓ પણ એક જાતની નથી. પણ એકંદર એટલું તો ખરૂં જ કે, બુનીયાદ અશ્વ કુટેવોથી નષ્ટ હોય છે, | ૫ બુદ્ધિના પ્રકારો ઘણી જાતના છે. |

પણ કવાયદના ખેલો જેવા કે ઠેકી જઇ લાંબે સુધી પહોંચવું, આડ થવું, સ્વાલ, કદમ, પાટી, ડાહાઇના મેદાનમાં સ્વારને શત્રુપર ફ઼વના દાવ લાવી દેવા, શત્રુના ફટકાના મારાથી બચાવ કરવો, છુટી લગામથી પણ ચેતન રહી સમજી કામ કરવું, સ્વારની મરજી જાણી વર્તવું, સ્વારથી છુટા ન રહેવું, સ્વારના જાન બચાવવા માટે જાન જોખમમાં દેવો, શત્રુના સાથે કાફ઼રપણું કરવું જીવ જતાં સુધી કામ વખતે ન કંટાળતાં તત્પર રહેવું, દુઃખ, ભુખ, તરસ, કામ વખતે નાગણકારવું, સ્વારના શબ્દોથી સાવધ રહેવું, શત્રુ સાથ દુશ્મનતાઇથી વર્તી ઉદ્ધતાઇ રાખવી, સ્વાર સાથે ઘણીજ સરળ નમ્ર અને નીખાલસ રીતથી રહેવું, વિગેરે સદ્દગુણો પુરૂપ સ્વાર શીખવેતોજ આવી શકેછે.

૬ સત્વગુણી બુદ્ધિ.

૭ આત્મા બુદ્ધિને કેળવે તો જ તે બાજવલ્ય રહે.

૮ પછી એ સદ્દગુણોના પાત્ર રૂપ લાયક બુનીઆદ અશ્વ જોઇએ અનેલાયક અશ્વનેલાયક તાલીમબાજ સ્વાર જોઇએ, તે બે મળી સદ્દગુણોના ખેલોનો પાકો અભ્યાસ કરી, દર્શાવેલ ચાર મહાન રાજ્યોને જીતો

૮ સાત્વીક બુદ્ધિ બ્રાહ્મણ દેહ.

શકવા સમર્થ બની શકે.

૯ ઉપર બતાવ્યા પ્રમાણમાં કોઇપણ જાતની ન્યુનતા હોય તો તે રાજ્ય જીતી શકતા નથી અને સંસારરૂપી રણક્ષેત્રમાં સંસારને વગોવવાને પોકાર કરે છે, અગર તો તમાચો મારી ગાલ રાતા દેખાડતા હોય તેમ કરે છે, પણ જાણપ્રેક્ષકોની ધ્યાનમાં તેઓનાં કર્તવ્યો છુપાં રહેતાં નથી.

સ્વાર નબળો, નાલાયક હોયને અશ્વ ગુનીઆદ હોય તો પણ કેળવણી નહીં પામેલ હોવાથી, તે કિલ્લા સર કરી શકવા અસમર્થ થાય છે, એ નીઃસંશય છે.

સ્વાર લાયક હોય ને અશ્વ ખરાબ હોય તો તેનાપર કેળવણી નહીં ચઢવાથી, તે પણ રાજ્યો જીતવા અશક્ત નીવડે છે.

૧૦ સ્વાર નાલાયક ને અશ્વ નાલાયક, એ જોડી તો રાજ્યો સંપાદન કરવાની ઇચ્છા કરવા જતાં, પોતાની નાલાયકીનો દોષ ન જાણતાં,

૯ વર્ણો તથા બુદ્ધિના જોડામાં ન્યુનાધિકપણું પૂર્ણતાને આપી શકતું નથી. નીચવર્ણ મનુષ્યને ઉત્તમ બુદ્ધિ સર્વોપગી કરી શકતી નથી: કારણ તેનામાં નુન્યતાજ છે. ઇશ્વરના ઘરની આપેલી, તેવીજ રીતી ઉત્તમને નીચબુદ્ધિ વીગેરે.

૧૦ અધમ દશાના જીવોને ઉત્પન્ન કરે છે.

સુજ્ઞ સંસારને વગોવવાને, દુઃખી બનાવવાને, શુરવીરોને કાયર બનાવવાને, મુનીઆદ અશ્વોને વિઘ્ન કરવાને અને ટુંકામાં નાલાયક, નિર્માલ્ય અશ્વો (સ્ત્રીઓ) તથા નાલાયક નિમાલ્ય સ્વારો ( વ પુરૂષો ) ને ઉત્પન્ન કરવાને, તથા સંસારના સુજ્ઞ અમૃત વૃક્ષોનો ક્ષય કરવાને, તથા વિષ વૃક્ષોને ઉત્પન્ન કરવા, મજ્ઞાન પાયો નાખવા રૂપ બને છે.

૧૧ જેમ અશ્વની ઉમ્મર થોડી હોવા છતાં, પણ તે બળને ધરાવે છે. તેમજ સ્ત્રીઓનો દાખલો છે.

૧૨ બેવકુફ સ્વાર પોતે સુજ્ઞ અશ્વાના સારી ચાલના વેગ ઉપર ટકી શકવા અસમર્થ હોવાથી, તે અશ્વનો વેગ નરમ કરવા; ઘાસ, પાણી, ચંદી, માવજત કાઢી નાંખી દુઃખ દેઇ શુષ્ક બનાવવા, બીન કૌવત કરી નાખે છે.

૧૩ દુનીયાદારીની અંધેર, અંધેર, રસીથી જકડાઇ ગયેલ અજ્ઞાન પશુ, લાચારીથી મુખ સ્વારની મરજીનાં કર્તવ્યોનો ભાગ થઇ

૧૧ બુદ્ધિમાં જીવ સહજ વિચાર કરે તેથી તેનું કર્મ બંધાય છે. એવી સત્તાવાન છે.

૧૨ ઉંચ બુદ્ધિને મંદ પાડવા અજ્ઞાની જીવ આલસ્ય વિગેરે કરી નરમ કરી નાખે છે.

૧૩ અજ્ઞાન માણુસ (રસી) માયીક કામોમાં બુદ્ધિ મંદ થઇ રહે છે ત્યારે પોતે શાંતીવાળો તથા નમ્રમાં ગણી ડાહ્યો અને મહાનરૂપ

ચડે છે, અને મુર્ખ સ્વારો એમ કરવાથી પોતાને મહાન રૂપ ગણેછે, પણ તેથી એટલું તો દેખીતુંજ છે, કે

૧૪ તેઓ ચાર કિલ્લા જીતી શકતા નથી.

૧૫ તેમ તે મુર્ખ સ્વારને તે કિલ્લા જીતવાની આપણી ફરજ છે, તેની ખબર હોતી નથી.

૧૬ કેટલાકને હોય છે, તેઓ તમાચો મારી રાતુ મોઢું રાખી કહે છે કે, અમો જીત્યા છીએ, તે તેઓને પુછીશું કે કયા કિલ્લા જીત્યા ? તેના જવાબમાં જણાવશે અમે ઘોડા ઉપર બેઠા છીએ, 'પશુ વાંચ્છના' ઘોડાવાળા કહેવાઇએ છીએ ગામ પરગામ માલ લાધી પહોંચાડીએ છીએ, "ઘર ધંધાનાં કામ કરાવીએ છીએ."

૧૭ આ જવાબથી સુગ્નો સમજે છે કે એમનું મહાન રાજ્યને પ્રાપ્ત કરવાનું કાર્ય ફક્ત ઉપરના ભાવમાં સમાએલું છે.

ગણે છે.

૧૪ ધર્માર્થ, કામ, મોક્ષ તેને મળી શકતાં નથી.

૧૫ ગુમ્મ મગજના જીવને કીલ્લા જીતવાની ખબર હોતી નથી.

૧૬ કુતરાની માફક લચકો ધાન ખાઇ પરાભથી તૃપ્ત રહી, અગર પારકાને તાબે થઇને પણ સંસારી કહેવરાવવા મથે છે.

૧૭ સુગ્ન જાણે છે કે, એ આવતા જન્મે નર્ક દશાનેજ લાયક થયો છે.

૧૮ સ્વાર નાલાયક અને અશ્વ નાલાયક હોય, ત્યાં તો કોઇ વાતની ખામી રહેતી નથી.

૧૯ લોકો તેને અંધાર દોરી બાંધવા જાય, "રદ્દીની દહેશત."

૨૦ પણ એવી લાખો અંધાર દોરીઓને તે ગણે ત્યારે ને સ્વારની ઘાસ, ચંદી વિગેરેની તે દરકાર શું કામ રાખે.

૨૧ અને કુટેવોના સમુદાયથી સ્વાર સ્વારો કરી શકતો નથી.

૨૨ સ્વારી કરવા જતાં કરડે લાત મારે, પુસ્તં ઝાડે, પછી માથે ચઢી બેસે, નાસી જાય, વિગેરે વિદ્યાઓ કરી.

૨૩ સુસ્ત બુનીઆદ અશ્વો પાસે આવીને તેને પણ પોતાની વિદ્યા ભણાવે છે, એટલે

૨૪ બુનીઆદ અશ્વો પણ પો-તાના સ્વારોને પટકે છે.

૧૮ જીવ જાતે નીચ યોનિ નો, નીચા વર્ણનો અને બુદ્ધિ નીચી તામસી.

૧૯ સદ્‌ગુરૂઓ બ્રહ્મજ્ઞાન, ધ-ર્મજ્ઞાનની મર્યાદા ઉલ્લંઘન ના ક-રવાની દહેશત.

૨૦ જીવનેજ નીચબુદ્ધિ વશ કરે, તેના કબજામાં ના રહે.

૨૧ નીચબુદ્ધિ પ્રબળ થવાથી તે તેના માલીકના હાથમાં રહેતી નથી.

૨૨ કબજે રાખવા ધારે તો બેભાન બનાવીને પણ તે પોતાનું ધાર્યું કરે.

૨૩ નબળી બુદ્ધિના માણસો નો સહવાસ સારી બુદ્ધિનાને જલદી બીગાડે છે.

૨૪ સારાં વર્ગના માણસો ખરાબ થાય છે.

૨૫ જો સ્વાર હોશિયાર હોય તો તે કાંઇ પડે નહીં.

૨૬ તોપણ રણક્ષેત્રમાં તેને સાચવવાના કાર્યમાં ગુંથાઇ, લડાઇમાં શત્રુના સામે ટક્કર લઇ શકતો નથી અને થોડું ઘણું કામ કરી શકે છે નાલાયક અશ્વો ધાંધલ મચાવી મુકી, ચતુર સ્વારો, તથા ચતુર અશ્વોને પણ સંગ્રામ ભુમીમા મહાન વિઘ્નકર નીવડે છે. એમાંથી બચવાને તથા રાજ્યો પ્રાપ્ત કરવાને સ્વાર અશ્વોને અતિમ મંકષ્ટો તથા પ્રયાસ કરવો પડે છે અને એટલામાંથી પસાર થઇ શકે તોજ રાજ્યોમાં જીત મેળવી શકે.

૨૭ હવે નબળો પટકેલો, સ્વાર નબળા અશ્વોનો માલીક તે પ્યાદળ ચાલતા, અશ્વોની ભાળ જોતા અશ્વોના ગુણ દોશના માહીતગાર ચતુર વાર પુરૂષોની ચેષ્ટા કરે છે. તે પોતાના મનથી મહત્ કાર્ય સમજે છે, પણ સજ્જન સમુદાયમાં એ વચનો મુખ પણાની પરિક્ષામાં પસાર થવા સબળ સાધન થઇ જાય છે.

૨૫ ઘણો વિદ્વાન ઇશ્વરી અંશ હોય તો ફસાય નહિ.

૨૬ દુરગુણી જનસમાજમાં રહી પુરૂષાર્થ કરતાં પાછો પડે.

૨૭ પેટ માટે વસ્ત્રા તથા ખાંખાચાટ, સમૃદ્ધિ મેળવવાને માટે જીવન ધન ગુમાવ । પુરૂષને હલકા ગણી ચેષ્ટાઓ કરે છે.

૨૮ સ્વાર લાયક ! અને અશ્વ નલાયક, ' એવું સ્વાર ખરીદ કરે નહીં પણ સમયાનુસાર કદી આપણને એ નાલાયક શું કરશે. એમ ધારી બીનલગામે સ્વારી કરે તો," લગામ તો નાલાયકને લાયક સ્વાર કદી ચઢાવેજ નહીં, એતો ની સંશય છે. જો ચઢાવે તો સ્વાર લાયક ના સમજવો, એ પણ સત્ય છે. (સ્વાર નુકશાનીમાં આવતો નથી. ચેતન રહેતો, તોપણ તે કાર્ય પ્રાપ્ત કરવામાં સફળ નીવડતો નથી.)

૨૮ ઉત્તમ કુળનો માણસ નીચી બુદ્ધિના માણસો સાથ ફરે રહે પણ તેમની નીચબુદ્ધિ પોતાની કરેજ નહિ અને પોતાના ઇશ્વર સ્મરણમાં (લગામ વખત) તેને યાદ પણ ના કરે તોપણ તેવીજ સ્થીતિમાં વધારે જીવન ગુજારે તો પોતાના સદેહમાં ચાર પુરૂષાર્થ પ્રાપ્ત કરી શકે નહિ

૨૯ ચાર મહાન રાજ્યોના અભીલાસી ચતુર વીરસ્વારોને લાયક અશ્વ ના મળે તો બહેતર પ્યાદલ ચાલી કિલ્લા સર કરવા.

૨૯ સદબુદ્ધિ ના મળે તો બહેતર પણ ઇશ્વર સ્મરણરૂપ લગામ પાસે રાખી બીન બુદ્ધિએ પણ ઇશ્વર ભજવા.

૩૦ કષ્ટ તો પડશે, પ્યેદલ કામથી ઘણું કષ્ટ પડશે, પણ મહાન કિલ્લા જીતવા સમર્થ થઇ શકશે. પણ મહાન કિલ્લામાંના ફક્ત બેજ જીતી શકશે, તે એજ કે, એક ધર્મનો કિલ્લો અને બીજો મોક્ષનો કિલ્લો એ બેજ મહત્વના છે તે જીતી શકવા સામર્થ્યવાન થશે. પણ અર્થનો અડધો અને

૩૦ બુદ્ધિ વિના પ્રભુ ભજતાં દુઃખનો ડુંગર નડવાનોજ છે પણ નકી તેઓને સહાય થઇ ધર્મ તથા મોક્ષ પ્રભુ આપશેજ. કામ તથા અર્થમાં અર્થ પેટ પુરતો તથા કામ બીલકુલ નહિ મળે.

| | |
|---|---|
| "કામનો બીલકુલ ખ્યાહલવાલા ચતુર વીરનાથી જીની શકાનાર નથી. | |
| ૩૧ પણુ કદી તે ધારે તો બીનસ્વાર અશ્વો અગર નાલાયક સ્વારોને પટકી તે અશ્વોપર સ્વાર થઇ, અર્થનો, તથા કામનો કિલ્લો જોઇ શકે ખરા; પણુ તેને એ કિલ્લો જીતવાની શાબાશી ન મળે તથા મોક્ષનો કિલ્લો જીતવાને વિશેષ મહેનત પડે. | ૩૧ ઇશ્વર સ્મરણ પ્રતાપથી પ્રભુના મળ્યે, અજ્ઞ જનોને ફસાવ પણ તેથી તે પોતાનું કર્તવ્ય ચુકનાં મોક્ષ મેળવી શકવા અશકત થાય. |

---

# વધુ સમજ.

## દ્રષ્ટાંત.

| સરળ સમજ. | વેદાન્ત સમજ. |
|---|---|
| ૧ ચાર મહાન રાજ્યોને જીતવાને ઉત્સાહી વીર નર કોકદેવજીના | ૧ પુર્વ સંચીત ભોગવવા આવેલો બ્રહ્મ વર્ણ જીવ. |
| ૨ શિક્ષણથી વાકેફ થઇ. | ૨ કુદરતથી ધર્મજ્ઞાન લઇ અવતર્યાં. |
| ૩ (શ્રી) અશ્વ શોધવાને ની- | ૩ અહંબ્રહ્માસ્મી આત્મ પ્ર- |

કર્યો. કારણ તે મહાન કાર્યમાં સબળ મદદગાર નીવડે, એ પુરૂષ લાયક મુનીયાદ અશ્વને અત્યંત ખુશાલીથી

૪ પ્રેમરૂપી લગામ ચઢાવી, અશ્વે પોતાની ખુશાલીથી તે ગ્રહણ કરી.

૫ ત્યાં એક તમાસો થયો. તે અશ્વનો બીજો માલીક આવ્યો.

૬ તે કહે તું કોણ છે. વીરે કહ્યું હું આ અશ્વનો માલીક છું. તું કોણ છે.

૭ આવનાર કહે તું માલીક શાનો માલીક તો હું છું.

૮ વીર કહે તારી માલકીનો શો મુદ્દો છે. આવનાર કહે રાખ બતાવું છું. એમ કહી બીજા ઘણા માણસોને બોલાવી લાવી પંચ કયાસ કરી સાક્ષીઓ બતાવ્યા, તે સાક્ષીઓ કહે કે આ માણસ એ

દીપ્ત જ્ઞાન બુદ્ધિ મેળવવાંની શોધ માં ચાલ્યો; કારણ તેની જરૂર દેહધારી અજ્ઞાન વિષયોને તોડવાની ઘણી છે.

૪ ભક્તિરૂપ બુદ્ધિને ઇશ્વર સ્મરણરૂપ લગામ ચઢાવી.

૫ મોહરૂપ ગુણ. ભક્તિને ધણીપણું કરી તે જીવને ભક્તિ ચુકાવવા લાગ્યો.

૬ મોહ કહે તું કોણ છે. જીવ કહે હું આત્મજ્ઞાનને સાચવનાર એ ભક્તિનો હું માલીક છું. તું કોણ છે.

૭ મોહ કહે ભક્તિનો માલીક હું છું.

૮ જીવ કહે તારી પાસે કંઇ સાબીતી છે. મોહે ચાલતા જમાનાના મોહક ભક્તોને લાવી બતાવી પચકયાસ કરાવ્યો. તે પંચો કહે, એજ ભક્તિનો મુખ્ય છે. આત્મજ્ઞાન ભક્તિવાળા તમો કોણ છો.

અશ્વનો માલીક છે. તમને માલીક કોણે બનાવ્યા.

૯ વીર કહે માલીક કોઇના બનાવ્યા બને એતો આજ તમારા લોકોના મોંઢેથી સાંભળવામાં આવ્યું. નહી તો માલકીનું તાદ્રસ્યપણું જોવું હોય તો, આ મારી પ્રેમ લગામ ચઢાવેલી છે, તો તેનાથી એ અશ્વ મારીજ આગ્ના માનશે.

૧૦ પંચો કહે અમારે લગામ બગામની જરૂર નથી. લગામનો રીવાજ અમારે ત્યાં છેજ નહી. અહીંયાં તો ગદ્ધા મોરી (દ્રવ્ય આપી ખરીદવું.) ચઢાવે તે માલીક થાય છે.

૧૧ (ગદ્ધા મોરી અધેડાને દોરીથી મોંપર આંટી મારી કબજે રાખવાનું સાધન લગામના ઉપયોગ માટે) અને તે અશ્વ નાનો હોયછે. ત્યારથીજ ચઢાવી દેવામાં આવે છે.

૯ જીવ કહે કોઇ લોકો ભક્ત ભક્ત કરી મોટા ઠરાવે એ તો તમારા આજકાલના આશ્રીતોનોજ ખેલ છે. નહિ તો તાદ્રસ્યપણું જોવું હોય તો નીરતર ઇશ્વર સ્મરણ (લગામવાળાંને) મનેજ તેનાં ફળ મળશે.

૧૦ મોહક ભકતો કહે અમારે મરીને મોક્ષ લેવો નથી. અમારે ઇશ્વર સ્મરણ (લગામ) ની જરૂર નથી આજકાલ તો ડોળ, દંભ અને ભપકો તથા સાથીતોથી લોકોને ધુતીને સરવે પેટ ભરવું, અને ચાલુ કામમાં મોજ કરવી તેવી (ગદ્ધામોરી) નું કામ છે. ને તેવાજ ભકતોને ઘર ઘરના માણસો ગાય છે.

૧૧ ભકતો, આચાર્યો તથા બીજાઓના વંશના બાળકોની બુદ્ધિ સગીર વયમાંન હોય ત્યાંથી તે સાહેબી માન તથા ખાનપાન ભોગવે છે.

૧૨ ને પછી તે મોટો થતો જાય છે. તેમ તેમ બીજા એવા તાબે કરેલા અશ્વોનો દાખલો બતાવી લોકાચારરૂપી અંધાર રસીથી જકડી બાંધીએ છીએ

૧૩ માટે તમે તમારે રસ્તે ચાલ્યા જાવ અમો ઘણા છીએ તમો એકલા છો, વળી રાજાઓ પણ અમારી વાત ધ્યાનમાં લેશે, અમારા જેવા ઘણા માણસોના મતથી તે પણ અમારી ધારણા પ્રમાણેજ થવા દેછે.

૧૪ અને તમારા જેવાનું કંઇ ચાલતું નથી.

૧૫ વીર પુરૂષ તો દીંગ થયો મહા મુલ્યવાન અશ્વ શોધવાનો વખત નિષ્ફળ ગયો અને અમુલ્ય પ્રેમરૂપ લગામ નકામી થઇ. કારણ

૧૨ તે પછી મોટી ઉમ્મરે થતા જાય છે તેમ તેમ તેમના પરંપરાના નિયમો કે કોઇના બનાવેલા ઉપદેશનાં પુસ્તકોથી કે શાસ્ત્રીઓ રાખીને મોટા બનાવીએ છીએ. (અંધારરસીરૂપ) ઠાઠમાઠ અને ભપકાથી પદવી જાળવી રાખીએ છીએ.

૧૩ આત્મજ્ઞાની ભક્તિવાળા હિમાલય જાઓ અહીં તમારૂં કામ નથી, અમો ઘણા છીએ તમો એકલા છો અને રાજ કોરટોમાં દ્રવ્ય ખરચવાથી અમને ન્યાય મળશે. અને તમે તો પીંજરગ્રસ્ત પોપટ માફક જેલમાં જશો. કારણ રાજાઓ અમારા કહ્યા પ્રમાણેજ માને છે.

૧૪ કળીયુગના પ્રભાવે આત્મજ્ઞાનીઓ પોતાનોજ બચાવ મુશીબતથી કરી શકવા ધારે.

૧૫ આત્મજ્ઞાન ભક્તિથી ઉદય કરવા ધારેલી સૃષ્ટિમાં પોતાની સત્તા નહિ જામે એમ જાણવાથી ઉદાશ થઇ પોતાની અપુર્ણતાને લીધે ઇશ્વર સ્મરણરૂપ લગામ તથા તેમાં ગુમાવેલો વખત તેને

૧૬ જેમ મઘરના મોંઢામાં આવેલ ચિકાર પકડેલો છુટતો નથી, મઘર મરી જાય ત્યારે પણ તે પોતાના જાતે છોડી શકતો નથી. તેમ ઉભય સુગુંણ લાયક માણસોના વચ્ચે. પડેલ પ્રેમગાંઠ છુટી શકતી નથી. તોપણ બળાત્કારને તાબે થયેલ. અશ્વ દુરજનના અંધારકોટમાં લાચાર થયો.

૧૭ તેની સાથે વીર પણ તેને છોડી શકયો નહિ.

૧૮ અશ્વના દુઃખના દેખાવો જોઇ દુઃખમાં ભાગીદાર તો ન થઇ શકયો, પણ દુઃખ તેને ભમણું થઇ વલગ્યું.

નિષ્ફળ જણાયો તેથી દીલગીર થયો.

૧૬ બ્રાહ્મણ અને વળી કુદરતી આત્મજ્ઞાન બુદ્ધિ. એ જીવનાથી છુટી ના શકતાં અનેકોના ગભરાવવાથી અપુર્ણ જીવ બુદ્ધિહીન જેવો થઇ ગયો અને જો કે છેવટ સત્યજ તેજ બુદ્ધિનો માલીક છે. તાત્કાલીક બુદ્ધિ મોહરૂપી ભકતોના માં ગઇ અને તેઓ લાહેર કરવા લાગ્યા.

૧૭ દેહધારી જીવ આત્મજ્ઞાન યોગાભ્યાસ બુદ્ધિ વિના (દેહનાથી અગર રહેઠાણુથી) તેનાથી દુર જાય તો દુઃખી થઇ અધમદશાને પહોંચે. કારણ જીવ બુદ્ધિથીજ મહત્ છે. નહિ તો કેવળ આત્મા પોતેજ પોતાનો પ્રકાશ જોઇ ખુશી રહે પણ અનેકને તે બતાવી શકે નહિ

૧૮ મોહ ભકતોના હાથ ગએલી ઇશ્વરી બુદ્ધિની ગાહોજવાલી થઇ નહિ અને તે નબળી પડી જતાં ભક્તી વગોવાવા લાગી. તેમાં તે કાંઇ પરાક્રમ કરી શકયો નહિ.

પણ સૃષ્ટિના અંધારમાં ભક્તિની વગોમણુતાનું દુઃખ તથા પોતાનાથી તે ફીસાદમાં પડી આત્મબળ ના ચલાવ્યાથી દુઃખના ડુંગર તળે દબાયો.

૧૯ જેથી તે બોલ્યો. "યા માલીક જમાના ફીર ગયા, રસ્તા સુઝતા નૈ હૈ."

૧૯ હે પ્રભુ યુગ ફરી ગયો રસ્તો આપના વિના નથી.

૨૦ લોકો તેને ગાંડા ગણવા લાગ્યા, મશ્કરીમાં ઉડાવવા લાગ્યા, ચંષ્ટાળીયા કરવા લાગ્યા, વીર પુરૂપ પણ દુઃખને પામ્યો. વીચાર કર્યો કે, "લેને ગઇ પુત્ત ને ખોઆઇ ખસમ." પણ ફીકર નહિ.

૨૦ તેને માથે કાંઇ થવું બાકી રહ્યું નહિ પણ આત્મા સત્ ચિત આનંદ હોવાથી "ભાગ્યું ભાગ્યું તો પણ ભરૂચ" એ કહેવતં પ્રમાણે પોતાનો અડગ ટેક મુકયો નહિ.

૨૧ "જો અશ્વની સ્મૃત્તી રહે તો જીવવાની આશા નથી, ને જો વીસ્મૃત્ત થાય તો જીવવાની ઇચ્છા નથી."

૨૧ બુદ્ધિથીજ મળેલા લિંગ દેહ, છાયા દેહ તથા સ્થુલ દેહ બુદ્ધિની ગેરહાજરીમાં આપણાથી રાખી શકાનાર નથી અને બુદ્ધિ ભુલી જવાશે તો, દેહ પડયા પછી (જ્ઞાન થએલું છે અને ઇશ્વર પ્રભાવથી એક આત્માનું સુખ અનુભવેલું હોવાથી) દેહની દરકાર નથી. (સાત્વીક બુદ્ધિ વિના તેના દેહો નકામા છે. (ધાંધળથી જડતા ભરેલી તા-

૨૨ આ મુંગો માર કેમ સહન થઇ શકે અને તેનો બચાવશું. આવા વીચારમાં તે મુંઝાતો હતો તેને જોઇ ત્યાંના લોકો,

૨૩ એની પાસે અશ્વ લાવવાની ગદ્ધા મોરી નથી, માટે દુઃખી થાય છે, એવો ખ્યાલ કરી, ગદ્ધા મોરીથી અશ્વવાળા છે. તેથી ખુસી થઇ ફુલાશો મારવા લાગ્યા.

૨૪ તેમાંના એકને વારે કહ્યું, ભાઇ તમે અશ્વવાળા છો ? તે માણુસ કહે હા,

૨૫ અમારે ત્યાં તો સરસ બે ઘોડા છે. શું તારા જેવાજ દેખેછે? વીરે. કહ્યું ભાઇ મને દેખાડશો ?

૨૬ તે માણુસ કહે ચાલો મારી સાથે, બે જણુ ચાલ્યા. ઘોડા

મસ (બુદ્ધિ) સાત્વીક બુદ્ધિની પ્રાદ્ગીરી રહે અને ના મળે તો. અને સાત્વીક વિસ્મૃત થઇ તામસીક મળે તો (જીવવાની આશા તથા ઇચ્છા નથી).

૨૨ પણુ અપવચનું દુઃખ અનુભવી જાણે.

૨૩ મોહક ભકતો જાણે કે આ શુન્ય જેવાને બુદ્ધ નથી, તે ભાળ્યા કરે છે ને આપણે કેવા પંકાઇએ છીએ.

૨૪ એક મોહક ભકતને કહ્યુ કે ભાઇ ! તમારી પાસે બુદ્ધિ છે.

૨૫ ભજન કરવાનો ધંધો છે'ને યજમાન વૃત્તિ છે.

૨૬ તે માણુસે ટીલાં તાણી અરીબ્રુ લોકોનાં ટાળાં ભગાં કરી

દેખાડયા. એક ઘોડો જોયો તે બીચારાનામાં પોતાનું શરીર ડ્ડિઆડી શકવાની શકતી નહોતી, તેને દુબળો બનાવી ખોરાકી બંધ કરી કામ કરવામાં મારમારીને વળગાડેલો, જાતે ઘોડો સારો હતો, પણ તેને ગદ્ધા મોરીના માલીકના હુકમથી ઉપર કહેવા પ્રમાણે સુખ હતું. તે ઘોડો વીરને દેખીને દુઃખના પોકાર તથા અશ્રુપ્રવાહ વહેવડાવવા લાગ્યો, વીરના દુઃખમાં વધારો થયો. બીજો ઘોડો જોવા ગયા, ત્યાં તો એક તમાસો થયો. ઘોડાએ તે માણસને જોયો કે, તે તેનાપર ધસ્યો; ખુબ કરડવા લાગ્યો, લાતો મારી પાડી નાખી, ખુબ માર્યો જેથી

શ્રદ્ધાવાન માણસોને નચાવી કંઈ ઉપદેશ, જ્ઞાન કે નામ સ્મરણનું ખરૂં રૂપક પ્રજ્વલીત ન કરી દ્રવ્ય તથા દાણા લીધા. બીજી બુદ્ધિ યજમાન વૃત્તિ કરવાને ગયો. તે જોવા ગએલ દશ આત્મજ્ઞાનીના દેખવામાં આવ્યું કે, તેના યજમાનોએ તેની ધુળ કાઢી નાખી, ગદ્ધા વઇતરૂં કરતાં પણ અર્ધ મુવો થયો ને મળવામાં હજામગીરી.

૨૭ વીરે વચમાં પડી, ઘોડાને કળે કળે સમઝાવી, વશ કરી પેલા માણસને બચાવ્યો. પેલો માણસ "મીયાં પડયા પણ ટંગડી ઉંચી" તે પ્રમાણે બોલાવા લાગ્યો કે, અરે શું એ ઘોડું ખરાબ છે. એમને તો ગાંઠતુંજ નથી; પણ એના ગુરૂ બીજા છે, તેઓને દેખતામાં એ બકરી થઇ જાય છે. તમારે જોવું હોયતો, તેમાંના એક માણસને

૨૭ જ્ઞાની જીવે ગોરપણાની બુદ્ધિમાં દુઃખ પામેલાને સ્વસ્થ કર્યો.

બોલાવી લાવું.

૨૮ વીરે કહ્યું તેમનું કાંઇ કામ નથી, પણ તે કોણ માણસ છે. તે મને કહો. એટલે બસ, પેલો માણસ બોલ્યો; એક તો મારા બાપા, બીજો મારા કાકાનો છોકરો, ત્રીજો મારો નોકર અને મારા બીજા ભાઇબંધ છે અને તે વીના બીજા હરકોઇ એને વશ કરે છે. પણ એ મનેજ ગાંઠતો નથી. એ શું હશે ? તે તમે જાણો છો બાઇ? વીરે કહ્યું. "ગદ્ધામોરીના માલીક છો એટલુંજ કારણ"

૨૯ ત્યાંથી ચાલી વીર કામ તથા અર્થ એ બે કિલ્લાની લઢાઇ જોવા દુર બેઠા.

૩૦ ત્યાં તેના જોવામાં આવ્યું કે, કેટલાક લોકો અશ્વોને દોરીને (સાથે લઇને) ચઢાઇ કરવા આવ્યાછે.

૨૮ અજ્ઞાની યજમાનોને "લાડ, લાકડાં ને ખેડાવાળ-કોહ-વાડા" એ કહેવત પ્રમાણે તેમને કોઇ કોઇ બળે કળે વશ કરનાર હોય છે ખરા, એમ જાણવું.

૨૯ કામભોગ રાજસીગુણમાં વીશેષ, ક્ષત્રિઓ સુખી હોય છે અને અર્થનું કામ વૈસ્યનું છે.

૩૦ કામ ભોગમાં સર્વ અજ્ઞાન છે અને અર્થમાં પુસ્તકદ્વારા, પોપટીયા તથા પારકાપર આધાર રાખવો. પરતાબે દાસ થઇ જીવન ગુજારવું ભીખ માગવી. ખુશામતો કરવી. લોકોને મુંડવા. પૈસા ધાલવા બ્રાહ્મણો થઇ ખેડુત કર્મ કરવું. તથા તેથી પણ હલકું કે જે દરેક

૩૧ કેટલાકોએ ચંદીના તોબરા ચઢાવી, ઘોડાને પકડી રાખ્યા છે, કેટલાક ઘોડાને આંખોએ અંધાર પાટા (ઓજલ પડદા) બાંધ્યા છે, કેટલાકના પગમાં તથા શરીરપર મોટાં મજબુત વજન (ઘરેણાં અને છોકરાં) ટાંગ્યાં છે; કેટલાકને સાંકળોથી જકડી બાંધી. (સંબંધીયોની દેખરેખ નીચે) લાવેલા છે, કેટલાક ભુખ તરસ દુ:ખથી નીરમાલ્ય બની ગયેલા છે, કેટલાકની પીઠે અતુળીત બોજો (કામ) છે, કેટલાકને રક્ષણ કરવા માણસો ચોમેર વાટાયલાછે. (બંધનમાં) વાલ ખુબી આવા ઘોડા ઉપર ગદ્ધામોરીવાળા માલીકો લદવા આવે છે. જોવાની મઝા છે; વગર પૈસે ફારસોનો ટોટો નથી. કેટલાક તો આવતાં આવતાં ડગલે ડગલે પટકાય છે. વળી ખંખેરી પાછા બેસવા જાય છે, કેટલાકના લગામથી ઘોડા છુટી જઇ બીજાને છોડાવી દે છે, ચંદીના તોબરાવાળા તોબરા સાથે (ઘરેણાં સાથે.) બીજા સ્વારોના હાથ થાયછે, કેટલાક અંધાર

રીતે ચાર પુરૂષાર્થ કરનારને નાસીપાસીવંત છે. તેજ જોવામાં આવ્યું.

૩૧ . સુદ્ર સરકારને તથા બુદ્ધિમંત ધર્માધ્યક્ષોને સતકર્મ કરતાં ચુકવવા (કારણ સતકર્મ કરવામાં તેઓજ આગળ વધે પણ તેમને બીજાના છાંટાએ ખરડાવું પડી વધી શકે નહિ.) ફીસાદોના ફેંસલા ચુકવામાં હોફીસોમાંજ જીવન ગુજારવી. તેમનું પણ ઐશ્વર્યલોપ કરાવવું. કારણ ત્રિકાળદર્શી વાના અસત્ય ના જણાતાં પણ ગુન્હો બીન ગુન્હો વીના પ્રકાસેથી શિક્ષા થાય. જોકે તેઓ કેવળ સત્ય પુરાવાજ ખોજ કરી સત્ય શોધી કહાડે છે. પણ કળીયુગી લોકના શિક્ષણમાં તેમાંથી છટકવાની ઘણીજ ચતુરાઇ હોય છે તેથી તેમાં કોઇ સફળ થઇ શકતા નથી.

પાટાવાળા અંધારીયાં કરે છે અને એવા કેટલાક ઘોડા માર તોફાન કરી બીજાઓને પણ છોડાવી દેછે.

૩૨ એમાં મુનીયાદ દુબળાં, જેને તોફાન કરતા નહિ આવડે એવાં સપાટામાં આવી કચરાય છે. ને તે કિલ્લા જીતવાને તો ઉપયોગી નથી, પણ તોફાની ઘોડાને પકડવાના તથા તેમને વશ રાખવાના અનેક જાપતાના ભોગ થઇ પડી, વધારે દુખી થઇ મરી જાય છે.

૩૨ સત્યજ્ઞાન કે જેને પ્રપંચ ના આવડે તેવા મારખાય છે પણ ખરા, તથા બુદ્ધિ વીના નીર્ધનતાથી દુઃખી થઇ મરી જાયછે.

૩૩ જેથી એમાંના એકપણ માણસ અર્થ, કામ, માંનો એકે કિલ્લા સર નથી કરી શકતો, તોપછી ધર્મ મોક્ષ જેવા જબરા કિલ્લાઓની તો આશાજ કયાંથી હોય.

૩૩ બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શુદ્ર કોઇમાં સત્ય દ્રઢ બુદ્ધિ ઇશ્વરી ન હોવાથી ધર્મ, અર્થ, કામ મોક્ષ કાંઇ પામતા નથી.

૩૪ ત્યાં તો પુષ્કળ ધમાલ મચી રહી છે; હોકારા હોકાર ચાલી રહી છે, ઝાપટો, ચોચડા, ફાંદા, ગોળીબાહારોથી ઠાર કરવામાં, ઘાયેલ કરવામાં, વીગેરે કબજે લાવવામાં સાધનનો સમુદાય લઇ માણસો દોડાદોડ કરે છે.

૩૪ દુનીયાંદારીના ઝઘડા તથા દુઃખના ફંદેલા મનુષ્યો બુદ્ધિ મેળવવા તથા દ્રવ્ય મેળવવા તથા સુખ મેળવવા મારા માર કરે છે.

૩૫ તેમાં કેટલાક છુટલાં ઘોડાંઓ ઉપર ચઢી કિલ્લા ઉપર ધસે છે, તે તથા તેના માલીકની તકરાર ચાલે છે.

૩૬ ટુંકામાં કિલ્લો લેવા જતા પહેલાં તો ઘોડાંને કાબુમાં રાખવાનેજ મરણ તુલ્ય થાય છે. કિલ્લોતા પેલે જન્મ લે ત્યારે, આ ધાંધળમાંથી કેટલાક થાકીને પેલો વીર જ્યાં જોવા બેઠેલા છે ત્યાં આવ્યા. વીરે પુછ્યું ભાઇ, આ લઢાઇ થતા પહેલાં. તોફાન કેમ ચાલે છે, આ વાત ચાલતી હતી ત્યાં,

૩૫ કોઇની મહેનતનો કોઇ ફળ લઇ લે

૩૬ ધર્મ, અર્થ, કામ મોક્ષ મેળવવા જતાં પહેલાં તો બુદ્ધિહીન થઇ જાય છે તે માટે ખોરાકી દવાની જરૂરીયાતોમાં કાગદી જુવાન બને છે અને ગર્દવનાથી નીચ દશા ભોગવે છે. કારણ ગધેડાંને પકવાન ભોજન ફીકરડા ખોતરવામાં છે. તેનો તેને ટોટો નથી નિદ્રાને માટે નિશ્ચંત રહે છે અને સ્ત્રી પુરૂષોને પ્રત્યેક ઉભયની અપ્રાપ્તિ નથી. ભય ફકત ડફણી પરે, તેનો તે ગધેડાને હોય નહિ તો આહાર નિદ્રા તથા મૈથુન કે જે નર્કભય જન્મમાં પણ મળે છે, તેને પણ આ મનુષ્ય દેહ લોકો મેળવી શકતા નથી. (ત્યારે શું હાલનો મનુષ્ય દેહ નર્કથી અધીક હશે ? ) મનુષ્ય દેહ મેળવ્યાનું કર્તવ્ય ફકત આત્મ જ્ઞાન કે જે સર્વ સીદ્ધિ સુખથી અત્યંત સુખપદને આપે છે. તેના મેળવ્યું તો પછી ચોરાસી લક્ષયોની કે જે જળચર, નભચર, વનચર,

ભુચર તથા અતીશુદ્ર વૈસ્ય, ક્ષત્રી તથા બ્રાહ્મણની છેવટ મર્યાદે ઉચ્ચ પદના બ્રહ્માંડ ભાગમાં જવાને લાયક થવાય તેવું વહાણ મળ્યા છતાં જેઓ પોતાની તૃષ્ણા નર્કમય સુખમાં રાખી તેમાં પણ અકુળીન થઇ કેવળ મહત્ જ્ઞાનીયો કે જેમણે ભવિષ્ય ભાખેલાં છે. તેમ થતાં દાખલા જોવામાં આવે છે જેથી તેમના વચનો સત્ય માન્યા વિના છુટકો નથી તેમના જણાવેલા યમ કુંડો, જે નીચ લોકો પોતાની નીચ કર્તા। સબબે માનતા નથી તેને પામવાનાજ.

૩૭ એ વીરના ઘોડાવાળો બીજો માલીક આવ્યો. તે કહે શું તમને ખબર નથી આ કળીયુગમાં લડાઇમાં જીતે એવો કોણ છે. આ ઘોડાં પણ કળીયુગના જમાનાનાં જોયાંકની. લડાઇ કરતા અગાઉ તો એમની લડાઇ ચાલી. હું તો ધારૂં છું કે કળીયુગમાં કોઇ પણ ઘોડું સારૂં નહિ હોય.

૩૭ મોહ ભક્ત અકુળીનતા થઇ અપમાન પામી આત્મજ્ઞાની જીવ પાસે આવ્યો તે કહે આજના વખતમાં યોગ, ભક્તી ફોગટ નહિને આજકાલની બુદ્ધિમાં તો વિવાદ કરી વધવુ એજ છે તે ઝઘડા ચાલે છે અને મોટા થવા અનેકોને દુખી કરે છે.

૩૮ વીરે જરા હસી જવાબ આપ્યો વાત તો ખરી છે. પણ

૩૮ આત્મજ્ઞાનીએ કહ્યું તમે મહતાઇ મેળવી છે પછી કેમ ડરો

તમારી ગદ્ધામોરી છે, પછી કેમ ડરો છો પેલો માણુસ કહે તે તો ઘેર કામ લાગે, પણુ આતો હજારો ઘોડાં દીઠાં, એટલે ગદ્ધામારીને કોણુ ગાંઠે, મને તો જે વીંઝાંટયોને ભાઇ તે મારા આવરદાના બળે આ તરફ બચી આવ્યો, નહિ તો રામભાઇની સ્વારીમાં જતે.

૩૯ વીરે કહ્યું, કળીયુગને લાવનારજ, તમારા જેવા ગદ્ધામોરીઓનાથી માલીક થઇ ઘોડે બેસનાર છે. એમ નક્કી માનજો.

૪૦ તે માણસે કહ્યું હા ભાઇ, તમારી વાત મને પ્રથમ ખબર હોત તો હું આ કામ કરત નહિ. કારણુ, તમને ફળ ના થવા દીધું. અને હું તો લઇ શકયો નહિ.

છો. મોહીક ભકત કહે તે તો અજ્ઞાનીયોમાં ચાલે પણ આતો મારાજ મન કાપે તેવાઓમાં તે મારી મોહીક બુદ્ધિ નાશ પામી ગઇ. (અર્થાર્થ, ઘડપણુથી છર્ણ થઇ વ્યાધીથી નીરબળ થઇ ગયો.)

૩૯ આત્મજ્ઞાનીએ કહ્યું કે આ દુનીયાની અવ્યવસ્થા કરાવનાર નાસ્તીકપણાને વધારનાર તમારા જેવા દંભથી મદાંત થઇ મોહમાં ફસનારજ છો.

૪૦ મોહે કહ્યું તમને જો ઉપદેશકમાં આગળ કર્યા હોતતો આ દરેકની દુર દશા થતે નહિ. કારણઅમોએ તમને પણ ફળ ના થવા દીધું અને અમારાથી લેવાયું નહિ આત્મજ્ઞાની કહે તમારી ગેરહાજરીએ ઇશ્વર એ ફળ અમારેજ હસ્ત કરશે. (અર્થાર્થ સતયુગે સત્યજ તરશે તેજ ઉપદેશક થઇ સર્વ સુધારશે.)

આ વાત ચાલતી હતી તે અરસામાં, રાજાજીની સાથેના સહચરો તે સ્થળે આવી ચઢ્યા સમય થયેલો હતો, જેથી રાજાજીની સાથે રાખેલા પવિત્ર સાહીત્યમાંથી ગુરૂજીએ રાજાજીએ તથા અન્યજનોએ ભોજન કીધું, ત્યારબાદ સ્વસ્થ થઇ મોક્ષ કથા ભાગ ચાલુ કર્યો.

હે રાજન! અજ્ઞાનબુદ્ધિરૂપ દુર ગુંચી રહેલ છે, આપની સત્ય પ્રેમરૂપ આત્મજ્ઞાન બુદ્ધિને રોપે છે, જેથી આ બુદ્ધિ આત્મમય થઇ તે આત્મમય બની બુદ્ધિ અને આત્મા સાથે એક એકના અનુકૂળ રહી દાંપત્યરૂપ થઇ, પોતાના પ્રેમને ચીરકાર ટકાવી અમર યુગલ બનાવે અને તે સમાધી વિના સાધન વિના ધારેલાં કૃત્યને (ઇશ્વર સત્ય હોવાથી.) વચન સીદ્ધિ પ્રાપ્ત કરી ભોગવે એવો રસ્તો બતાવું તેને સેવન કરો કે જેથી જન્માન્તર પણ સફળ થશો. કારણ કેવી જેવી જેની શકની સત્ય કરી માનજો કે, પાપ, પુણ્ય, વિદ્યા, ધર્મ, પ્રેમ, રૂણ, વૈર વિગેરે કાર્યો જન્માંતરે દેહધારી જીવન પ્રાપ્ત થયા વિના રહેતા નથી માટે દેહ પડતા સુધી સારા ધર્મ સદ્ગુરુની આજ્ઞા રાખી ઇશ્વર સ્મર્ણ કરવું એ મનુષ્યનું કામ છે. ન ધારવું કે, હવે કોના માટે. તેજ જન્મ મેળવશે તો આપો આપ તે પણ મળશે, સર્વ વાસનાથી પૂર્ણ થયલ મોક્ષ લાયકને તે નથી તેને ફક્ત ઇશ્વર ધ્યાન

## માલીની છંદ.

નથી નથી નથી જગમાં જીવતું જો વીચારી,
મથી મથી મથી મરતાં સુખની સહજ ક્યારી;
ચતુર ચપળ ચેતી ધર્મને ધારી ધીરા,
પરવર પરભાતે મોક્ષને માર્ગ વીરા.
કઠણ કમ કરતો ક્રુર કળી કાળ આવ્યો,
સજ્જન શત્રુનો સાથ સૌ સાથ લાવ્યો;
ગુણીજન પ્રીયબંધુ ગાઇ ગોવિંદ ગીરા,
પરવર પરભાતે મોક્ષને માર્ગ વીરા.
ભટકે ભડભડતા ભુખથી ભોમ્ય પ્રાણી,
વગર કિંમત તેને ના મળે સહેજ પાણી;
દેહ દુઃખે દુઃખયો પિંજરે જેમ કીરા (પોપટ);
પરવર પરભાતે મોક્ષને માર્ગ વીરા.
દેહથકી દુ.ખીયો આત્મા તું મગ્ન કહાવે,
એ દેહ સુખ સાટે ઘર સબંધી ફસાવે;
અદ્દભુત સુખકારે ભુલી ભગવાન હીરા,
પરવર પરભાતે મોક્ષને માર્ગ વીરા.





# પ્રકરણ ૪ થું.



## મોક્ષ દ્વાર.

श्लोक.

रात्रिर्गमिष्यतिभविष्यतिसुप्रभातं ।
भास्वानुदेष्यतिहसिष्यतिपंकजश्रीः ॥
इत्थंविचिन्तयतिकोशगतेद्विरेफे ।
हाहन्तहन्तनलिनीगजेउज्जहार ॥

ભાવાર્થ:—ભાવીના પ્રબળથી એક ભ્રમર કોઇ સુંદર કમળ માં સૂર્યાસ્ત સમય પહેલાં થોડીકવાર આગમચ બેઠેલો હતો. ઇશ્વર કુદરતથી સાયંકાળે કમળનો કોશ બંધ થઇ જાય છે તે પ્રમાણે બંધ થયાપછી કમળ કોશમાં રહેલો ભ્રમર મનમાં વિચારે છે કે, રાત્રિ વહી જસે ત્યાર પછી સુંદર પ્રાતઃકાળ થશે ત્યાર પછી સૂર્ય ઉગશે અને તે વખત સૂર્યના કિરણોથી કમ-

બોની શોભા ખીલશે. અરે ! આ પ્રમાણેજ વિચારતાંજ એક કાળરૂપ હસ્તી આવી જેમાં તે ભ્રમર બેઠેલો હતો. તે કમલીનીને ઉખાડી લઇ પરિણામ કરી ગયો. અર્થાત કર્મબંધનને લીધે દેહરૂપ કમળમાં આવેલો જીવ તેનો કાળરૂપ હસ્તી ક્યારે ભક્ષણ કરશે, તેનો ભરોસો નહિ હોવાથી મનુષ્યે પોતાનું કર્તવ્ય કરવા ચુકવું નહિ.



જ્ઞા નગુરૂજી રાજાજી પ્રત્યે ઉપદેશ કરે છે. સૃષ્ટિ કર્તા કોણ, તેની સાબીતી—જે જે વસ્તુઓ આપણા જોવામાં આવે છે તથા કવિકલ્પીત આપણા સાંભળવામાં આવે છે, એ સર્વનો કોઇ પણ માલીક કોઇ પણ આકારમાં કોઇપણ નામમાં હોવોજ જોઇએ. કારણ કે કુદરતિ નિયમ છે કે, હલકેથી ભારે વસ્તુ સુધીનો કર્તા આપણા જોવામાં અગર સાંભળવામાં આવે છે, તો મહાન કાર્યો જેવાં કે પૃથ્વી, પાણી, વાયુ, તેજ, આકાશ તથા તેના સંમીલનના અનેક વિભાગના જે કર્તા અગર માલીક તેજ સર્વ શકિતમાન ઈશ્વર. અજ્ઞાની મનુષ્યો તેના ઉપકારોને ભુલી, જગત પંચભૂતનું બનેલું છે, ને તેમાંની હરકોઇ વસ્તુઓ એ ભૂતોના સંયોગથી બને છે ને તેનો કોઇ કર્તા કે માલીક નથી એમ માને છે, પણ તેઓની ભૂલ છે.

દાખલો—એક માણસ રાજાના દુર્ગુણો બતાવી, હું તેના તાબાનો નથી એમ જણાવે, તે નભે નહીં. કારણ રાજદ્રોહી માણસને જેટલી શાન્તિ રાજા ભોગવવા દે, તેટલીજ તે ભોગવી શકે, નહિ તો તેના જાન માલનો પણ રાજા માલીક છે. વળી બીજું કુદરતિ નીયમથીજ જગતકર્તા છે, એમ જણાય છે; કારણ જે જે માણસો જે જે દેશોમાં જોવામાં આવે છે, તેઓ ભિન્નભિન્ન ભાષાઓથી જુદા જુદા પ્રકારોથી પણ ઇશ્વર પ્રત્યે ભાવ ધરાવે છે, પણ જેઓને આ દુનિયામાં કેવળ દુષ્ટ કર્મો કરી ચાલવું છે, તેઓ ફકત ઇશ્વરને જાણી શકતા નથી. કારણ તેઓ દુષ્ટ કર્મોના દેહધારી રૂપ હોવાથી ચોર, જુગારી, લુંટારા વીગેરે રાજા છે એમ સમજે છે, તો પણ તેને માનતા નથી. તે પ્રમાણે દુષ્ટો વર્તે છે, પણ જગતનાથના રાજ્યથી બીજા રાજ્યમાં રહેવાને તથા તેનાથી છુપા રહેવાને એકે ઠામ નથી. એવું તેઓ પોતાની દુષ્ટપણાની ચઢતી હાલતમાં જાણી શકતા નથી. તેઓ તો ફૂકત એમજ બકે છે કે, પંચભૂતથી આ દેહ થયો અને તે ભાગી ગયો, તેણે જે જે કામ કર્યું તેમાં પૂન્ય શું અને પાપ શું, એ તો કુદરતિ નીયમ છે કે, જબરો, નબળાનો ઉપરી તે ધારે તે કરે. દેહ તે તો યંત્રરૂપ છે, સંચો બગડે તો લાશ જઇ મરી ગયું કહેવાય, પછીબીજો જન્મ શો, ઈશ્વરને ત્યાં ન્યાય શો, એતો બધું તુત છે, ઠગી લેવાના તથા જબરાને નબળા બનાવવાના રસ્તા છે. કાંઇ નહિ, શરીર સંચો ભાગી ટુટી લાસ ગયો, પછી કોને જવાબ લેવાનો કે દેવાનો, બધું ખોટું. બસ, જે સારૂં અને સહેલું લાગે તેજ કરો; એજ

આપણું જ્ઞાન છે. બાકી ડર્યા તો છતી સત્તાએ દુખી થઇશું.

અરે ! કેવળ દુષ્ટ લોકો તે આવાં ભાષણ કરનારાજ, બીજા નહીં, કારણ તેઓનામાં સુજ્ઞ જ્ઞાન નથી, એટલે તે નર પશુજ છે. તેને મનુષ્યનો દેહ મળ્યો, એમાં શું અહાર, નિદ્રા, ભય, મૈથુન પશુમાં હોય છે, તેમજ તેઓનામાં છે, ફકત ઇશ્વરીજ્ઞાન રૂપી મનુષ્ય દેહના અલંકારરૂપ સર્વે સદ્ગુણોના સંબંધરૂપથી તે તજાએલ છે, એવા દુષ્ટ જનો ઉત્પન્ન થવાનાં કારણો પણ આપને હું જણાવીશ. હાલ આપણે ચાલુ વિવેચન કરીએ.

એ નરપશુઓ પૂર્વજન્મના દુષ્કર્મોથી તથા નીચ માતા પિતાના અંશથી ઉત્પન્ન થઇ, નીચ સંયોગોમાં ઉછરી દુરાચરણોના અધિષ્ઠાતા થયા, તેને સદુપદેશ કયાંથી હોય, કે જે તેના કાન–આંખો ખોલાવે. ઇશ્વર જ્ઞાનને લાયક થવાને ઘણીજ મન, વચન, કર્મની, એકયતાથી શુદ્ધતાની જરૂર છે. વિચાર કરો કે, રાજદરબારમાં સન્માન પામવા કેટલી પાયરી મેળવવી પડે છે તો આ મહાન રાજાના દરબાર માટે કેટલા ગણો મેળવીએ તો સફળતા પામીએ ? વિચારો કે ચાંડાળ રાજ દરબારમાં જઇ શકે ખરા ? જુઓ કે, ઇશ્વરી દરબારમાં ચંડાળ તે ચંડાળ ગણાતા નથી, પણ ત્યાં તો તેનાં કર્મો ઉપરથી કર્મ ચંડાળને માટે મનાઇ છે. એવા કર્મ ચાંડાળો પૃથ્વી ઉપર સારા માણસો તરીકે ગણાઇ શકે છે, માટેજ દિનપ્રતિદિન તેમના વંશજોની વૃદ્ધિ થાય છે અને સતપુરૂષોને દુઃખ પ્રાપ્ત થાય છે. ખરી રીતે જોતાં દેહચંડાળના અડકવામાં છોછ

રાખવા કરતાં, આવા કર્મ ચંડાળોથી ઘણેજ દરજજે વધારે તેઓનું નામ પણ શ્રવણ ના પડે તેમ રહેવું જોઇએ, એમ નથી થતું, અને ઉલટ વર્તન થાય છે તેથી આ એક જગતની વિપત્તિનું મહાન કારણ છે જ્ઞાનીઓ સમજે છે, હવે ચાલુ વાત કહું.

એ કર્મ ચંડાળો–દુષ્ટો કહે છે કે, દેહ યત્રરૂપ છે. પણ તેઓને જીણી બુદ્ધિ કયાંથી હોય કે, યંત્ર તેની મેળેજ આપ અક્કલે કામ કેમ કરી શકતું નથી ? જેથી તેનાપર માણસની જરૂરીઆત પડે છે, ને તે માણસજ તેનો જોખમદાર છે. તેમજ મનુષ્ય દેહમાં જે દેહથી થતા સુખ દુઃખને પોતાની સાથે સંબંધ રાખે છે. તે જીવને પોતાના કામ પ્રમાણે પારીતોશાક કયાં તો શિક્ષા મળે છે. એન્જીનો અથડાયાં, રેલવેને જોખમ લાગ્યું, માણસોની ખુવારી થઇ, એ સર્વનો જુમ્મો જેમ ડરાઇ-વરને શીર છે, આ તેમજ દેહથી કરેલ દરેક સારાંખોટાં કામો નો જુમ્મો અંદર રહેલા જીવને છે; કારણ તેજ દેહનો ભોકતા છે. નહીંતર દેહ તો જડ છે, તેને સારાં ખોટાં કર્મો કરાવનારજ ડરાઇર છે, ને તેથીજ તેને શિક્ષા મળે છે અને તેમ ના હોય તો દુષ્ટ લોકો દુનિયાના સત્પુરૂષોનું મૂળ કાઢી નાંખે, પણ ઇશ્વરી કાયદામાંથી બચવા દુષ્ટો માટે સદાચરણથી વર્તવા વીના બીજો એકે માર્ગ નથી.

વળી હું ચાલુ ઉપદેશથી દૃઢ કરી બતાવીશ કે, તેમને ઇશ્વરને જાણવા શું શું વર્તીયે તો સફળ નીવડીયે જેમ મુર્ખ

માણુસને પંડીત કરવા તેનાં માત, પિતા, ઘર, ગામ, પૈસો, સ્નેહી, સબંધોથી, દુર કરી વિદ્વાન પોતાની સાથે રાખી, સદાચરણોની પૂરજ પાડી શામ, દામ, ભેદ, દંડથી તેની અજ્ઞાનતાને દુર કરે છે. તેમ દુનિયાની અધારીમાં રહેલ દુષ્ટ અજ્ઞાની લોકોને યોગી પુરૂષોના નિયમોથી ગુરૂ પોતાની કૃતિથી જ્ઞાની બનાવે છે, પણ એ મુર્ખ જેમ તેના માબાપોના સમક્ષ બેવકુફાઇ છોડી શકે નહિ તેમ વીશયી જીવો માયીક વસ્તુઓના ભોક્તા રહી જ્ઞાની બની શકે નહિ, તે તો કોણ બને કે જેને આત્મજ્ઞાન રહેલું છે અને જેનો વિશ્વાસ સંપુર્ણ છે અને જે સિદ્ધના વચનો ઉપર મુકાબલો લઇ સ્વાનુભવથી વરતે છે, તેને ગુરૂના શિક્ષણ યા વિષયોના ત્યાગની પ્રથમથીજ જરૂર પડતી નથી તેઓ જેમ ગાઇડપરથી જ્ઞાન લઇ તથા આત્મ જ્ઞાનથી વધી જઇ, કોઇ પણ વિદ્યા, ગુરૂ વીના શીખી શકે છે. તેમ પુર્વ સંચિતથી જેનામાં કુદરતી જ્ઞાન છે, તેને સર્વ સાનુકુળ છે, તેને વધુ પરિશ્રમની જરૂર પડતી નથી તથા તે માયા લુબ્ધ રહેતો નથી. જેમ કેટલાક વિદ્યાર્થીઓ પોતાની ખુશીથી પોતાના શિક્ષકને રાજી કરી દે, તેવો રસ્તો પકડે છે. તે પોતાનું હીત જાણી બીજા વિષયોમાં ચીત ન રાખતાં, અભ્યાસ કરી, વિદ્વતા પામી અજ્ઞાનનો નાશ કરી સંસાર સુખો ભોગવે છે, તેમ આત્મજ્ઞાની પણ સંસારી વસ્તુમાં મચ્યો રહી, પોતાના કર્તવ્યોનેજ ચાહી, છેવટ ઇશ્વર પદ ભોગવે છે. પણ તેવા આત્મજ્ઞાનીનો દાખલો લઇ, મૂર્ખો પણ સંસારના ખાડમાં રહી, જ્ઞાન મેળવવા માટે પોતાની હોશિયારી દેખાડે છે,

તેથી તેને કાંઇ પણ જ્ઞાન મળી શકતું નથી અને વીશયી જીવ નર્કયાતના ભોગવે છે, તેમ મૂર્ખ છોકરો પણ વિચીક્ષણ છોકરાની લાયકાત ન જોતાં, તેના માબાપ વિગેરેની સમક્ષ રહી અભ્યાસ કરીશ એમ કહી, વરતવાથી અભણજ રહે છે. એવા મૂર્ખને માટે તો ઉપર કહેવા પ્રમાણે, તેનુ વતન તથા ઘર ગામ સર્વ સ્નેહી સહોદર છોડાવી, વિદ્વાન ગુરૂની આજ્ઞાને તાબે કરી વર્તાવે તો, કાળાંતરે પંડિત બને, ઘેર રહે તો કશું બને નહિ. તેમ વીશયી જીવો ઇશ્વર જોવાને, મોંઢાના ઢોંગ કરી જ્ઞાની થવા અગર કહેડાવવા મથે, પણ તેથી એવા ઢોંગી દુષ્ટોનો સમુદાય વધી અને અજ્ઞાનતાથી પરમેશ્વર છેજ નહિ, એમ સાબીત માની સ્વેચ્છાચારી બની, દુનીયાના સુજ્ઞન સંતોને તથા દુનીયાને ડુબાડવાને, પથરારૂપ બને છે અને ધર્મને નામે ધતીંગો ગોઠવી, પેટ ભરવાને સંસારમાં રહેનારા મનુષ્યોને અનેક પ્રપંચ કરી છેતરે છે. તેવા અનેકોના છેતરાવાથી, સત્પુરૂષો તથા ઇશ્વરને મળવાના અભિલાષીઓની વૃતિઓ નાસ્તિક થવા પામે છે. તેથી ઇશ્વર છેજ નહિ, એવું માની દુષ્ટ કર્મો કરવા પાછી પાની કાઢતા નથી. તે નર પશુઓ પોતાના જાતે રોપેલા આંબાનાં ફળ પોતેજ લેવાં જાઇએ, તેવા મૂર્ખતા ભરેલા, વનસ્પતિઓના દાખલા આપી, પોતાની પુત્રી, બહેન વિગેરે સંબંધી સ્નેહીઓથી ભોગ કરે છે. કોઇના પર દ્રવ્યને હરે છે અને જીવની હીંસા કરે છે, ને કહે છે કે તે સૌ પોતાનુંજ છે, પણ એ કેવળ દુષ્ટ છે. વીશયી છે, બ્રહ્મના ડોળ જેવો ભાસ કરે છે, પણ બ્રહ્મ સર્વત્ર બ્રહ્મપણુંજ જુવે છે, તે ભય, અહાર, નિદ્રા,

મૈથુનથી, વિરકત હોય છે અને આ નર પશુઓ તેમાં ગરક હોય છે, તેજ તેમનો દેખીતો દોષ છે. કેવળ બ્રહ્મજ્ઞાનીઓ સંસારીક વીશયી લોકની દૃષ્ટિએ પડતાજ નથી, કારણ તેઓ સદ્‌વર્તનથી પરમ પદને પહોંચ્યા, બાદ આવા પ્રંપચી લોકોના સમુદાયમાં આવવાની ઇચ્છા રાખતા નથી; કારણ કે રાગ દ્વેષથી રહીત છે અને નીસ્પૃહાથી ક્ષણીક સુખો વિષયોને મનમાં યાદ કરવા ખુશી નથી તો, નયણે જોવાને અત્રે વીશયીજનોમાં શું કારણ આવે, અહી આવવાથી તેની વૃતી ફરી જવાથી, ધ્યાન ચુકી અધર્મીઓથી હાર પામે માટે, મુમુક્ષુને તેવા બ્રહ્મજનો કેટલીક વિપત્તિઓથી પાર ઉતર્યા બાદ, મળી શકે છે અને તે ભકતોને મુમુક્ષુઓની નીંદા તથા હાસ્ય કરનાર, તથા અનેક પ્રકારે સંકષ્ટો આપનાર, દુષ્ટોના મારાથી બચાવી, સદ્ માર્ગે વળાવી પરમપદ પહોંચાડે છે. પણ અહીંઆં દુષ્ટ લોકો તેવા મુમુક્ષુઓનો વિનાસ થયો જાણી અને તે દુઃખી થયા જાણી, પોતે દુષ્ટ કર્મોથી સુખી છે, એમ સમજી અહોભાગ્ય માને છે. એ તેમની કેવળ મૂર્ખતા છે.

મુમુક્ષુઓએ, દુનિયામાં ઘણાંજ વિષમ સંકષ્ટોનો જરા પણ મનપર અસર ના કરતાં, બ્રહ્માનંદથી મગ્ન રહેવું જોઇએ; કારણ તેઓ દેખીતા દુનિયાના વૈભવ વિષયોથી દુર રહી, દુનિયાદારીમાં દેખીતા દુઃખી હોય છે અને જ્ઞાનેંદ્રિઓને તૃપ્તિ થયાવિના તથા પરમપદને પહોંચ્યા વિના વિષયેંદ્રિય તથા જ્ઞાનેંદ્રિય તથા બ્રહ્મ કોઇનું પણ સુખ ન મળી શકવાથી અધીરા

બની જાય છે. પણ તેવા પ્રસંગે ધીરજ રાખવી, જ્ઞાનનો વધારો કરવા ચુકવું નહીં. જેમ ખટરસમય ભોગોમાં રોગ ભરેલા છે. ભલે તે સ્વાદીષ્ટ થોડી મુદત માટે જણાય, પણ ઔષધ ક્ષણભર દુઃખકર નીવડી અક્ષય અમ્મરપણું આપે છે, તેથી ઔષધ જેવા વિશમ યોગને ધારણ કરવો જોઇએ. મુમુક્ષુઓએ સાત્વીક ભોગ લેવા જોઇએ. સાત્વીક એટલે જેનાથી કામ, ક્રોધ, લોભ, મોહ, મદ,અને મત્સર આવી ન શકે એવા દુષ્ટ લોકોને ઇશ્વર કયાંથી જણાય ? કોલસાની શાહીથી મોઢું ધુવે અને ઉજળું થવાની આશા રાખે, તે પ્રમાણે દુષ્ટ કર્મો કરી ઇશ્વર જોવાની ઇચ્છા રાખે તે કેવાં રીતે પાર પડે. વળી કેટલાક માણસોએ પોતાના અતિ સંકટોથી મેળવેલા કોઇ પણ હુન્નર વિદ્યાનો તેની શાથે બીન અનુભવી વિવાદ કરે અને તે પોતાનાથી તેમ ન થવાથી તે હુન્નર વિદ્યાથી થના પ્રયોગોને ખોટા માને, તેમ ઇશ્વરને જાણનારાના પ્રત્યે દુષ્ટ લોકો ઇશ્વર નથી એમ કહે; તે નીચેના દાખલા પ્રમાણે છે.

મોતીના કહારનારા માણસો જે પ્રયોગોથી મોતી કહાડે છે, તેને દરીઆ દીઠો ના હોય તેવા માણસો તે પ્રયોગોને ઘરના ખુણામાં બેશી મોતી મેળવવાનો લાભ મેળવી શકે ખરા ? સુવર્ણની ખાણોની તથા જવાહીર વિગેરેના તથા ધરતીનાકસ જાણનારા આકાશનું જ્ઞાન જાણનારા, સાયન્સ વિદ્યા વિગેરેના પ્રયોગોથી થતા ફાયદાનો જંગલી લોકો કેવી તરેહથી ખ્યાલ લેઇ શકે. તે તો જ્યારે પરિશ્રમ કરી અતિ સંકટો વેઠી વિદ્યા સંપાદન

કરે ત્યારેજ, તેનાં મહાન ફળોને પ્રાપ્ત કરી શકે નહિતર જંગલી અવસ્થામાં એતો બધું ખોટું છે, એમ માને તે તેઓની જ ભુલ છે. પરમેશ્વરની ઓળખ થવા માટે અત્યંત સંકટોથી દેખીતા સુખોનો ભોગ આપી પરિશ્રમ કરશો તોજ સફળ નીવડશો, તેનાં ફળ પણ મધુરાં છે.

કોઇ માણુસ કે જેણે પોતાના ગામની ભાગોળ છોડી નથી. તેને અનેક દેશોમાં મુસાફરી કરી આવેલ માણુસ મળે, અગર કોઇ કોલેજમાં વિદ્યાભ્યાસ કરનાર વિદ્યાર્થી ભુગોળનો વિષય સમજાવતાં, કહે કે પૃથ્વીપર અમુક ખંડો છે, આટલા સમુદ્રો છે, આટલા દેશો છે, આટલા ઇલાકા, આટલા પ્રાંતો, આટલા જીલ્લા, શહેર, ગામ, ગામડાં, ઘરો, નદીઓ, સરોવરો, પહાડો, વનસ્પતિઓ, જાનવરો, તથા તરેહ તરેહના માણુસો, રીતિ રીવાજો, ભાષાઓ, હવા ફેર, જુદા જુદા દેશમાં જુદા જુદા વાતાવરણથી માણુસને પોતાનો જન્મ બીજો થયો હોય એમ લાગે છે વિગેરે અનેક વાર્તાઓ કરે, તે પેલો " કુપ મંડુક વત્ " જંગલી પશુ જેવો માણુસ ખગચરની માફક અનેક દેશોની કૃતિના માહીતગાર વિદ્વાનની વાત હાસ્યમાં ઉડાવી દે, પણ ચક્રવર્તિ રાજા જાણ્યો ન હોય, જાણુવાની ઇચ્છા ન હોય, પણ ગુન્હેગારને દેશાંતરમાં રહીને પણ સજા કરી શકે છે. તે તે અજ્ઞાને સમજતો નથી. પણ મુઢ જાણે છે કે, જે જે વસ્તુ તેનો કોઇ પણ કર્તા લોકલા હોયજ, તેમાં જે વધારે શ્રેષ્ઠ તેનામાં ઇશ્વરી શક્તિ રહી, માટે તે ઇશ્વરાંશ. પૂજ્ય છેજ

એવા અનેક ઇશ્વરાંશના ઉપરી સંપૂર્ણ પદને પામેલા, અનેક નામોમાં જણાવેલા, ઘણુ ઝાડુ [illegible]એ માનેલ "શ્રીકૃષ્ણચંદ્ર" નું નામ પુરૂષાકૃતિમાં અદ્‌ભુત શકિત સાથે ધ્યાન ધરવું તો નાનપણમાં સ્લેટપર ઘુંટેલા અક્ષરો આગળપર હાથ ચઢી જવાથી, મહાન કર્તવ્યો કરી વિદ્વાન લોકો કામ બતાવી શકે છે. તે પ્રમાણે ઇશ્વરાંશમાં ચીત્ત પરોવા, તેને ભુલી ગએલા યાદ લાવવા અજ્ઞાનીને શ્રદ્ધા ઉત્પન્ન કરાવવા, પૂજ્યભાવથી મનને શાન્ત કરવા, દેહનું સાફલ્ય માનવા તેમની અનેક માણસોએ એકાગ્ર શુદ્ધ વિચારોએ દ્રઢ નિવાસ કરાવેલી શુદ્ધ પ્રતિમા રૂપને પૂજ્યભાવથી સેવન કરવું જોઇએ, પણ તેનાપર યોગ્ય વિચાર વાપરવા.

કોઇપણ ચીજનો ઉપયોગ સારો અગર ખોટો, બે તરેહથી થાય છે, માટે તે ચીજનો દોષ નથી પણ કેવળ, તેના ઉપયોગ લેનારનોજ છે, માટે દરેક જ્ઞાન વાળાનુ જ છે. અજ્ઞાની તો ઉંધુ કરી નાખે, માટે એ કામમાં શુદ્ધતા લાવવા જ્ઞાનથી તૈયાર કરેલા કાયદાઓને અમલમાં લાવવા અને તેના સંબંધમાં આવેલ માણસો અગર વસ્તુઓનો યોગ્ય નિયમસર શુદ્ધ ઉપયોગ કરાવવો, તોજ સારૂં; નહિં તો પ્રતિમાથી એક ઇતર મહાન ઝઘડો મચી રહે છે.

આ વિશય સંપૂર્ણ થતાં સૂર્યાસ્તનો સમય થવા આવ્યો હતો, જેથી રાજાજીએ ગુરૂજીને પોતાની રાજધાનીમાં આવવા ઘણોજ આગ્રહ કર્યો. કેટલાંક સકારણને લીધે ગુરૂએ તે માન્ય

રાખ્યો. રાજાજીની સાથે આણેલા વધારાના અશ્વો ઉપર આરુઢ થઇ ગુરુજી, રાજાજી તથા બીજા માણસો રાજધાનીના રસ્તે ચાલ્યા. રસ્તે ચાલતાં રાજાજીએ પ્રશ્ન કર્યો કે, મુમુક્ષુઓને અહંકારની જરૂર ખરી કે નહીં ?

ગુરુ—તે કોને, કેટલી મુદત સુધી, કેવા પ્રકારના અહંકારની જરૂર તેનું દ્રષ્ટાંત સાથે તમને વર્ણન કરી બતાવું.

**ધર્મ દ્રઢતા તથા “ ધર્માભિમાનની જરૂરીઆત ”.**

અભિમાનને કેટલાક મનુષ્યો, અહંકાર તથા હું પદના નામથી ઓળખે છે. એનાં રૂપ બે પ્રકારનાં છે. અભિમાન એ એક મહાન શકિત છે, તેનાથી જે કામ કરવા ધારીએ તો તે પાર પાડી આપે છે પણ તે સારૂં છે અગર ખોટું છે, એવુ વિચાર કામ અભિમાન માંથે રાખતું નથી. એતો ફકત ગમે તેવા કાર્યમાં સંપૂર્ણ પહોંચાડી આપે, જેમ એન્જીનમાં રહેલી વરાળ શકિત ફકત ચલાવવાનુંજ કામ કરે છે, પણ એન્જીન ડરાઇવર પૈડાંના સંચાને આગળ વધવા કે, પાછળ હઠવા પોતાની મરજી પ્રમાણે પ્રથમ કળ ફેરવી પછીથી વરાળને હુકમ કરે એટલે તે એમ જોવા ન રહે કે, આગળ જાઉં છું કે પાછળ, એતો ફકત સંચા ફેરવ્યા હોય તેવી લાઇનપર કામ કરે. તેવીજ રીતે અભિમાન પાપ કે, પૂણ્યના રસ્તાને જોતું નથી, પણ તેને સંપૂર્ણ કરી આપવા તે શકિત ધરાવે છે, તેનો યોગ્ય ઉપયોગ કરવો તે માણસને માથે જુમ્મો છે માટે

**અભિમાન** ખોટું કામ કરાવે છે, એમ નથી. અભિમાનથી પરમ **પદને પહોંચી** શકાય છે, પણ તેને યોગ્ય કેળવી જાણે તોજ. **સત્ય ધર્મ** પ્રતિપાલકનુંજ અભિમાન, એકવચન અને દ્રઢતાથી **વંદનીય થાય છે.**

**છપ્પા**

એક વચન કે કાજ રાજ હરિશ્ચંદર હાર્યો,
એક વચન કે કાજ દશરથે રામ વિડાર્યો;
એક વચન કે કાજ ભીષ્મ શીશને કાટયો,
એક વચન કે કાજઅભિમન્યગીચરણવાપ્યો;
એક વચને દેહ પાડતાં દેવાંશી નર ના ડરે,
નાલાયક નર કંપતા સત્ય મગન શ્રીધર વરે.

સત્ય વચન પરતાપ પાપ સૌ પ્રલ્લે થાયે,
સત્ય વચન પરતાપ મુનીજન અમ્મર કાયે,
સત્ય વચન પરતાપ બાણુસે બાણુ ડગાવે,
સત્ય વચન પરતાપ બ્રાહ્મણો શ્રાપ લગાવે;
કવીજન સૌકો નમે સત્ય વચન પરતાપમે,
એક વચનને જાળવો મગન મળે હરી આપસે.

એક વચન પરતાપ છંદ તક્ષક સહ આવ્યો,
એક વચન પરતાપ પ્રભુ(નું)મુખબ્રાહ્મણ કહાવ્યો;
એક વચન પરતાપ (મેળવતા) સમાધિ ચક્રજ ભેદ,
(બ્રાહ્મણો)

એજ વાત પરતાપ મેળવવા(ક્ષત્રીયો)નીજ શીરછે.
( દેવતા )
(પ્રસન્ન )
(કરીબલી)
(આપવા)

દુખ નહીં મન આણે કો વચન પ્રત્યે ફરે,
મસ્ત કરે એ ચીણ બંધા સ્થાન થકી બુંદા મરે.

માટે " ખેલ ખેલાડુના ને ઘોડા અશ્વારના " અહંકારને દરેકે વાપરી જાણવો, એ ઘણુંજ હોંશીયારીનુ કામ છે. જેવો વિચાર કરો પછી અભિમાનને તે પાર પાડવા સુચવાએ, તો તે કઇ પણ મહેનત જણાવા દે નહિ; એ એનામાં અતુલિત શકિત છે. હાવે તે કેવું રાખવું, અને તે કેવું ના રાખવું, તેના પ્રકારના દાખલા.

એક છોકરાએ પોતાના પિતાની શાહુબાશી મેળવવા અભિમાન રાખવું પણ તેને મારી શકવા માટે નહિ.

એક સ્ત્રીએ પોતાના પતિના હૃદયમાં સ્થાન મેળવવા અભિમાન રાખવું પણ તેને તાબામાં લેવા નહિ.

એક વિદ્યાર્થીએ પોતાના શિક્ષકના જેટલી પાયરી મેળવવા અભિમાન રાખવું, પણ તેને મોટા થઇ ન ગાંઠવા માટે નહિ.

તેમજ હું પરમેશ્વરને પૂર્ણ મેળવીશજ અને ત્યારે સંતોષ માનીશ. એવું અભિમાન, દ્રઢતા અને તૃષ્ણા રાખવાં

અને તે પરમેશ્વરના પ્રતાપજ થશે, એમ સત્ય માનવા. એમાં હુંજ તે કરી શકવા સમર્થ છું. એમ ધારે તો તે દોષીત થાય; કારણ એમાં બે પ્રકાર છે. હું મારી શકિતથીજ અમુક કામ કરી શકીશ એ આસુરી અભિમાન કહેવાય છે.

જેમ કોઈ રાજાનો નોકર ગુન્હેગારને શિક્ષા દેવાના ફેંસલામાં કાયદાની રૂઇએ, જણાવી શિક્ષા કરે, તો તે ગુન્હેગાર નથી અને પોતાના બળથી એમ ઠરાવ કરૂં છું, એમ જાણે તો તો તે આત્મદોષથી શિક્ષા કરે છે, એમ થાય તેનજ વળી પરમેશ્વર કરાવે છે, ને કરૂં છું, મારે કાંઇ લેવા દેવા નથી. એવાં વાકયનો વર્તણુકની વાતનો ભેદ ઘણો ગંભીર છે. તેને નહીં જાણનારા અને તેથી વિરૂદ્ધ વર્તનારને એકદમ બીન પરીક્ષાએ દુર્જનમાં ગણે છે પણ તેમાં ભેદ આવી તરેહના છે. કેટલાક માણસો હું ઇશ્વરથી જુદો નથી. એકજ છું, એમ જણાવવા બોલે છે, કે પ્રભુની આવી મરજી છે, ઇશ્વર આમ ધારે છે, પ્રભુનો આમ હુકમ થાય છે એવી વાતચીતનો સંવાદમાં ઉપયોગ લે છે. એમ વર્તવાનું કારણ, તેઓ નીરાભીમાનીમાં ગણાવા, તથા હું ઇશ્વરથી જુદો નથી, એમ ગણાવા સારૂં હોય છે. પણ પ્રભુની આવી મરજી છે, ઇશ્વર આમ ધારે છે, એમ જણાવનાર માણસ કોઇ બીજા માણસની સહાય બળની વાત કરે છે, એ વાત સ્પષ્ટ છે અગર તેમ નહિતો પોતે પ્રભુ હોય. તેમ ન જાણતાં પણ એવાં વર્તન કરવાં કંઇકને ગ્યોગ્ય પણ હોય છે, એટલે દરજાના દુનીઆની વ્યવહારીકીમાં ભાગ્યેજ હોય છે, કોઇ પણ માણસ

એમજ વર્તે કે ઇશ્વર ઇચ્છા હશે તો આમ પૂર્ણીભુત થઇશજ. એ કાંઇ અભિમાન કહેવાય નહિ, મારે કાંઇ લેવા દેવા નથી, હું તો ઇશ્વરે આપેલી બુદ્ધિએ કામ કરૂં છું. એ વાકય વિરક્તપણું, તથા બેદેલા સુચવે છે, તેનો દાખલો:—

એક શેઠના કામ બાબત અગર એક વકીલ, વા—ઉપરીના કામ સારૂ, આપણે એમ જણાવીએ કે, હું તો ચાઠીનો ચાકર છું. મારે કાંઇ લેવા દેવા નથી, મને તો ફરજ છે, માટે કામ કરૂ છુ, એમ વર્તે તો તેનાથી, શેઠનું, ઘરનું કે ઉપરીનું ખરા અંતઃકરણથી કામ પાર પાડે નહિ અને તે બેપરવાઇથી, બળાત્કારથી કરતા હોય એમ જણાય અને તે ઉપરીઓના પ્રીતિ મેળવવા, તથા ઐકયપણું ધરાવતાં અલગજ રહે તો પછી વ્યવહારીક વિષયમાં પોતાની લાયકી વિના ઇશ્વરને આડમાં ધરી પોતે નિષ્કપટી કહેવડાવવા, ઢોંગ કરવો વ્યાજબી નથી. પણ એક સરકારી નોકર એક ઘરનો માણસ અને એક શેઠનો નોકર કદી પોતાનુંજ કામ સમજી દ્રઢતાથી અભિમાન ધરાવી સારૂ કામ વધારે કરે તો તે શેઠ તથા પિતા અગર અધિકારીને વિરૂદ્ધ લાગે નહિ અને તેઓના દર્શાવેલા અજ્ઞાતાના ઐકયરૂપ થઈ જાય; કારણ જ્યાં સુધી એક છોકરો પોતાના વડીલની પરીક્ષામાં સફળ નિવડયો નથી, ત્યાં સુધી, કોઇપણ નોકરીનો ઇચ્છનાર અમલદારની રહેમીઅત મેળવી શકયો નથી, ત્યાં સુધી અને કોઇપણ સ્ત્રી પોતાના પતિની સંપૂર્ણ પ્રીતિ મેળવી નથી, ત્યાં સુધી, તેમણે હું પદ ધરાવી તે સ્થાન મેળવવા, સખત તૃષ્ણા રાખી મચ્યા રહેવું જોઇએ.

ઇચ્છીત ફળ મેળવ્યા બાદ તેઓ અભિમાન નહિ રાખશે તો ચાલશે; કારણ તેઓની એકયતા સપૂર્ણ જામી ગએલી હોવાથી તે તેઓનાથી બીજા નથી. એક બાળક છોકરાએ, લાયક ઉમ્મર થતા સુધી વડીલોના નામથીજ અહંકાર ધરી કામગરી બજાવવી. પાકી ઉમ્મર થયે, તે પોતાના વડીલના બદલાનુ કામ કરી, તેની કામગરીના સહી પણ ઘણા જોખમના કામમા પોતે બજાવી શકે, તે પિતાના એકયતાને પહોંચી ગયો છે. પછી અન્યજનો પાસે તેને એમ જણાવવું ન પડે કે, તેમના કરાવ્યાથી કરૂ છું. તેવાજ રીતે ઘણા જન્માંત્તરથી ઉદ્યોગને મચી રહેલા, પેનશનખાતા નિષ્કામ ભક્તિ કરવાવાળા એટલે પોતાનુજ કામ છે, એમ સમજનારાઓનુ દ્રષ્ટાંત નોકરી કરનારથી લેવાય એમ નથી; કારણ તેઓએ મનુષ્ય ધર્મ વિગેરે બજાવી, પછી ફક્ત ત્યાગી થઇ સુન્ય લઇ મોક્ષનુ પેનશન મેળવ્યું છે. પણ જેઓને હજુ નોકરી કરવાની છે, તેમણે પેનશનવાળાઓના જેવો રીવાજ પકડેથી બની શકે નહિ, માટે તેઓને દરેક કામમાં અભિમાનથી ઇશ્વરને આધીન રહી વર્તવુ.

કેટલાક લોકો કે જેને, કોઇ ઉપદેશક એવો સખત મળે કે તેઓના દુષ્ટ કર્મોનુ આબેહુબ બયાન કરી વિઘ્નકર નીવડે તેને તેઓ એમ કહેવાના કે, તમેજ અભિમાની અને અહંપણું ધરાવનાર છો નિંદીક છો, એટલે અધુરા છો, એમ કહી જે પેનશનને પહોંચી ગએલા, અનેક ભકતો તે જેઓ સાત્વીક મૂર્તિઓ થયા હતા. તોપણ જગતને જણાયા ન હતા.

કેવળ તેઓના નાશ પામીથી, તેઓનાં કર્તવ્યો જાણી, આંખો ખુલેલી તેઓનાં દૃષ્ટાંતો આપી; દહેશત બતાવવાના અને કહેવાના કે, તમે તો કેવળ દુષ્ટ છો. પણ તેઓને કયાંથી વીચાર હોય કે, મનુષ્ય ધર્મ બજાવનારને તો કેવળ સબળપણાની જરૂર છે. દૃષ્ટાંતઃ—

સંસારરૂપી રણક્ષેત્રમાં લઢવા ગએલાએ કેવળ નીરાભિમાનરૂપ નિર્બળપણું ધરાવ્યું, તો કેવી રીતે અજ્ઞાન શત્રુને પારપહોંચી શકાય, અધર્મી આસુરીજનોના દુષ્ટ ફેલાવોના કિલ્લા તોડવા, મનુષ્ય ધર્મને બજાવનારને તો ઉપદેશકરૂપ સરદારી લઇ તીવ્ર વચનોરૂપ હથીઆરથી પોતાના દૈવી સેનાનીઓને બળનું શૌર્યો તેનુ ગાન કરી લઢાવવા. તોજ આપણી સૃષ્ટિનો ઉદય થશે. નહિતર તે આસુરી પ્રકૃતિના મનુષ્યો આગળ નીર્માલ્ય બનેથી બચવાના નથી અને નહિજ બચીએ તો સત્કર્મ કરવા સાફલ્ય કેમ નીવડીશું. બાળકને ભણવાની જરૂર છે, યુવાનને ઘણી હોંસથી કામ કરવાની જરૂર છે. વૃદ્ધને તો નહીંજ, એતો દેર્ણાતુજ છે માટે મોક્ષ રસ્તો નિષ્કટક બનાવવા માટે ખાસ મથણુંધા થવાની જરૂર છે.

એક શિક્ષકને, છોકરાઓ ઉપર તેમની દુર્બુદ્ધિ ટળાવવા કડકાઇ રાખવાની જરૂર છે. નહિ તો ( મહેતાજી મારે નહિ ને ભણાવે નહિ ) એવા ઉપદેશકો ફક્ત નરમ રહો એજ ધર્મ બતાવે છે, પણ નથી સમજતા કે, દુર્જનો તથા પાપના પુંજોના સમુદાયની અંદર ફસેલા માણસો નિરાભિમાન ધરવાની

રીતિથી નિર્વિર્ય થઇ જઇ તેનો પરાજય કરવા સમર્થ થઇ મોક્ષ ગતિ મેળવી શકનાર નથી બે ત્રણ વરનના એક ધારણ માં રહેલા જુના વિદ્યાર્થીને જોઇ નવા વિદ્યાર્થીએ પણ અભ્યાસ કરવો, બંધ રાખવો નહિ; કારણ તેણે આગળથી કરેલી મહેનતથી જ્ઞાન, ગુણ તથા પાયરી મેળવેલી છે. ને તું તો હજુ નવોજ શીખાઉ છે, માટે મહુત જ્ઞાનીઓ કે કેવળ જે નિષ્કામ ભકિતના ભોકતા થઇ ગએલા છે. તેમનું જોઇને માયીક જીવો પોતાની વાટ સુધારતા નથી, તો પોતે તથા બીજાઓ દુ:ખીજ રહે છે. વળી કહે છે કે, શિક્ષક ભણાવે, ત્યારે તેમને જ્ઞાન હોય તો નોકરી શું કરવા કરવી પડે. પણ તે ધારતા નથી કે, એજ શિક્ષણમાંથી પૈસા મળશે. શિક્ષક પેન્શનનો પરવાનો મેળવવા સારૂંજ નોકરી કરે છે, તેમજ ઉપદેશકો સ્વાર્થને ન રાખતાં પરમાર્થના ખાતરજ આ અતિ દુ:ખકારક દુનિયાના સમુહને મળતા રહી ઉપદેશ કરે છે. નહીંતર તેમને પોતાનું સંભાળવાની તો શકિત છેજ માટે અતિ દુ:ખથી અંધ થઇ ગએલા સેનાનીઓની રણપાંડિત્યોએ આગેવાની ધરી સુલભ માર્ગે પહોંચાડવાને, સખત પાણી ચઢાવવા અભિમાન રાખી ઉતેજન આપવું અને તે કામમાં પોતાના સાથીઓને પણ અભિમાનનોજ ખોરાક આપવો, નહીંતર નિર્બળ થઇ પાયમાલ થશે.

હું કાંઇ નથી, મારાથી શું બનવાનુ છે, આપણે કોણમાત્ર છે, એવા ઉચ્ચારો કેવળ વૃદ્ધ–સમજુ નહિ પણ આજકાલના જુવાનીઆ પણ વદે છે, તેની અંતરથી પરીક્ષા કરી જોશો તો

તે ધર્મી કે ઇશ્વર પાસ પહોંચેલા, નિષ્કામ ભકિત કરનાર કે મોક્ષપદે પહોંચેલ કે ડાહ્યા નહિ જણાય પણ ખરેખરૂં કારણુ તપાસતાં પોતામાં માણુસ રૂપને પ્રબળ કરનાર આયુષ્યને વધારનાર અનેક વિટંબણાઓને દુર કરનાર, સબળ સત્વરૂપ શુક્ર તેમણે બેહુદ ગુમાવેલું હોય છે, જેથી તે ઘરડા, નીઃસત્વ, નિર્માલ્ય અને સાત્વીક જેવા દેખાય છે, પણ તે જુઠુ છે. તેમને જ્ઞાન નથી અને તેવા વખતમાં ઉપદેશકોનો નિરાભિમાન રાખવાનો ઉપદેશ સાંભળવાથી, તેમાં વધારો થઇ અલ્પાયુષે વ્યાધી ભોગવી કાંઇ પણ ધર્માર્થ, કામ, મોક્ષની કામગરી બજાવ્યા સિવાય યમદ્વારને પહોંચી જાય છે.

સત્કાર્યમાં જેટલું અભિમાન ન રખાય તેટલુ ઓછું છે. એ પ્રબળ શકિત છે. ઇશ્વર કૃપા હું પ્રભુના સેવનથી મેળવી શકીશજ. અંતે કરી શકીશજ, હું જીવ ઇશ્વરાંશમાં ભળવા લાયક થઇ શકું, કારણ બાલક કેળવાઇને મોટો પંડીત થઇ શકે એવા દ્રઢ, શુદ્ધ, તીવ્ર વિચારો ઇશ્વરની સહાયતાના બળે ધારી કરે તો તે દોષ-પાપ નથી, પણ તે સફળ છે અને નિરાભિમાનથી સહેલ વસ્તુ પણ નીપજી શકતી નથી. નરમ વિચારો નરમ દશાનેજ પહોંચાડે છે. એ સત્ય છે ( વૃદ્ધાનારી પતિવ્રતા ) એવાના બોલવાથી અગર તેવા માણુસોની વર્તણુક સાચી જાણી નિર્બળતાને લાવવા નરમાશ રાખવાં નહી. જેનામાં શકિત છે એજ સર્વ નિપજાવી શકશે, માટે ઇશ્વરની પેનશન મળતાં સુધી વૃદ્ધ થએલા હોઈએ, બીમાર હોઇએ પણ સખત નોકરી બજાવીજ, ઇશ્વરને કાંઇ શરીરની નબળાઇનાં

મનુષ્યો વહાલાં છે એમ નથીજ. તેઓને તો ફકત માં : સંપુ-ની, પ્રેમની તથા પૂજ્યની લાગણી ધરાવનાર ભકતા બાળિશ અને બળવાન, ગુણવાન, રૂપવાન ગમે છે.

જુવો કે, પોતાના ભકતોને અનુંગ્રહમાં, પોતાનાજ જેવું સ્વરૂપ આપી વૈકુંઠ વસાવે છે. ( છતાં શાસ્ત્ર સિદ્ધ ) ભલે તે પહેલાં નકામા જેવા દુનિયામાં કેમ ન હોય !

કોઇ કહે છે કે, આપણી ફીકર પરમેશ્વરને છે, પણ તે મને કયાં ખબર હોય કે, ઇશ્વરે તો ફીકર ટાળવા સઘળાં સાધનો આપેલાં છે અને હાવે તે તમારી હોંશીઆરી જુવે છે તેમાં તેને કોઇ વહાલા અળખામણી નથી પણ જેનાં જેવાં કર્તવ્યો તે પ્રમાણે સકટ દૂર કરી સત્ય સ્થાનકેજ પહોંચશે, તેમાં ઇશ્વરને ખરી અરજ વીના લેશ પણ વચ્ચે પડવાની જરૂરીઆત હોય એમ નથી, તે તો ખેલ જુવેજ અને શુદ્ધ અંતઃકરણથી મદદ માગનારની સહાય કરે.

મોક્ષ મેળવવાને લાયક મનુષ્યોને જયારે સંસારીક કે સ્વર્ગિય કોઇ પણ જાતની ઇચ્છાનો ત્યાગ થાય અને કોઇ પણ કામમાં આસકિત રહે નહિ અને દરેક કામ પણ બંધ પડે દરેક પરથી જીવની ઇચ્છા દૂર થઇ જાય. કશું કરવુ કે કરાવવુ નથી ગમતું તે મોક્ષના રહેઠાણુની જગ્યાએ રહે છે અને કેવળ શાન્તિનુંજ સુખ ભોગવે છે.

દાખલો—એક વૃદ્ધ કે જેને ઘણીજ ઉમ્મર થએલી છે

અને સંસારીક કોઇ પણ સુખ ભોગવવાની તેને તુન્ય રહેલી નથી, સંપૂર્ણ તૃપ્ત થઈ રહેલ છે. તેની ઇચ્છા કેવળ એક અંધારીઆ ઓરડામાં જ્યાં કંઇ પણ વસ્તુની પ્રબળતા ન હોય ત્યાં રહેવાની થશે અને તેને કોઇ દુનિયાનું અમુક સુખ ભોગવવાનું કહીશું તે તેને વિહ્વળ કરનાર નથી, જેથી તે કેવળ શાન્તીનેજ લાયક થયો છે, એ નક્કી છે પણ જે મનુષ્યોને સ્વર્ગ મેળવવાની પણ ઇચ્છા છે. તેઓને સકામજ અને સંકલ્પીતજ કર્મ કરવાની જરૂર છે અને તેમને બળ, ચાતુર્ય, ભકિત વીગેરની અવશ્ય જરૂર છે. જેની મન કામના સંપૂર્ણ થએલી નથી, તેવા કોઇ પણ વિદ્યાર્થીને અભ્યાસની જરૂર છેજ. પેન્શનવાળાને નથી, જેથી ચતુર્થાશ્રમ પાળી સંન્યાસનો ભાવ લેવાય તો મોક્ષને લાયક થવાય, નહીં તો કર્મ પ્રમાણે ભોકતા થવાના.

ઇશ્વર ભકિતથી પોતાના જેવા વિચાર હોય તે ફળીભુત થાય છે, જેને જેવી વાસના હોય તે ફળે છે, પણ વાસનાના વિચારો કરનારે સત્ય પરોપકાર તથા નિખાલસ દીલથી ઇશ્વર ભાવ ભકિત કરેલો ન હોય તો તેના વિચારો શેખચલ્લીની માફક બની જાય છે; કારણ ફળ મેળવવાના બદલામાં સતકર્મ સિવાય બીજી કોઇ પણ રકમ ઉપયોગમાં આવતી નથી અને જેને સ્વર્ગ સુખની ઈચ્છા નથી, તેવા કેવળ જ્ઞાની ત્યાગીજ મોક્ષને લાયક છે પણ સ્વર્ગ સુખ પરમેશ્વરના ચરણાર્વિંદમાં રહેવું વિગેરે ઇચ્છાઓ વાળાને ત્યાગી થવાની જરૂર નથી. તેઓએ સકામભકિત કરી, વિચારથી ઇશ્વરને અરજ અને ફરજ

બન્ને રજુ કરવાં તો તેની લાયકાત હશે તો તે બરોબર મેળ-વશે. કલેશ, કંકાસ અને આશકિતમાં ગરક [illegible] નાર તેવીજ હાલતમાં દેહ છોડે છે, તો તે પિશાચ યોનિને પ્રાપ્ત થાય છે અને નર્ક ભોગવે છે.

### છપ્પો.

અહંકાર ધન તેહ જેહ દશ કંધ કીધો,
અહંકાર ધન તેહ અગસ્તે સાગર પીધો,
અહંકાર ધન તેહ મમત મરતા ના મુકે,
અહંકાર ધન તેહ ચેહમાં ચતુરિ ચુકે.
અહંકાર ધન તેહના જેહથકી પ્રભુજી ભજ્યા,
મગન કહે અવળો કરી વંગા(વા) નીચે ઢાધા બજ્યા,

આટલો વાર્તાલાપ પૂર્ણ થતાં સર્વ મંડળ રાજધાનીમાં પહોંચ્યા ( અર્થાર્થ ધ્યાનગ્રસ્ત જીવ જ્ઞાન સાથે દેહાદીકમાં ચેતન થયો, મગજમાં આવ્યાથી બહારના વિશયો દ્રષ્ટિગોચર થયા. )





# પ્રકરણ ૫ મું.

—**✲**—

## મોક્ષ મંડપ.

### દુહો.

મનજર મહેલ મધ્યે રહ્યા, જ્ઞાનગુરૂ જીવ ભુપ,
ભાવ ભક્તિથી ભીંજવાં, ભુપ ગુરૂ તદ્રુપ.




યિક અનેક વિકારથી ભરપુર રાજધાની પાટનગરમાં રાજ મહેલની સોભા નિહાળતાં ફકત જ્ઞાનગુરૂ વિના અન્ય કોઇપણ માણુસ તદ્રુપ બની જાય એમાં નવાઇ નહિ પણ સાત્વીક જ્ઞાન ગુરૂજીના પ્રભાવથી રાજસીક ભોવન તેજાંધ બન્યું. રાજાજીએ ગુરૂજીને એક સુંદર મહેલમાં સ્થાયીક મુકામ આપ્યો તથા તેમનો અ-

નુકુળતા જાણવા સારૂ પ્રશ્ન કર્યો કે, પૂજ્યશ્રી, આપને લાયક કાંઇ પણ નથી છતાં, ખાન, પાન ભોગ વિગેરેમાં આપને જે ઇચ્છા હોય તે સેવકને જણાવશો, જેથી આજ્ઞા થતાં તુરતજ હાજર કરી આ દાસ કૃતાર્થ થશે.

જ્ઞાનગુરૂજી— (દોહરો)

ગંગા યમુના સરસ્વતી, સાત સિંધુ ભરપુર.
તુલસી ચાતક કે હદે, બીનસ્વાતી સબ ધુળ.

રાજ્યશ્રી ! આપનો ભાવ યથાર્થ છે; કારણ આતિથ્ય સત્કાર કરનારને એમ વર્તવું જોઇએ પણ આપ જાણો છોજ કે, જે જે સુખ સમૃદ્ધિથી આપ ભરપુર છો, તેનાથી પણ અધીક જાદે સ્વર્ગ–વૈકુંઠ–મોક્ષ જેવાં અનહદ પદને સર્વ જગત જન સહેજમાં મેળવી શકે તેમ કરવું. એ વિચારથી મારા લાયક વૈભોગ મને મલતા મે ત્યાગ કરેલ છે. જો કે, તે તમો જાણવા અશકત છો, પણ સહવાસથી જણાશે કે હું ખાસ મારાજ સ્વાર્થને ચાહું તો જે લેખનો મુદ્દો હજું આપને જણાવ્યો નથી, તે લેખના ફળ આપનાર તત્વને સાધ્ય કરી મારાજ સ્વાર્થને પૂર્ણ કરી શકુ પણ તેમ થતાં અનેક વિઘ્નો છે જે વધું વિવેચનથી જાહેર થશે તો તે સાધ્ય થવા માટે સહેલ પડે તેવાં કાર્ય કરવાં એમાં આપનો મને મહાન આધાર મળેલો છે માટે આપની મદદ એટલીજ માગવાની છે કે. આપે મારી પાસે ફક્ત દિવસમાં ઓછામાં ઓછા પાંચ કલાક નિવાસ

કરવો, એટલી તસ્દી લેશો, જો કે તે ફરજરૂપ નથી, તો પણ આપને ખાસ મારાજ સ્નેહી તરીકે શ્રમ આપના સાહસ કરૂછું.

આપને રાજ્ય ધર્મ સંપૂર્ણ ખબર હશેજ કે, જે સુખને આપણુ ભોગવાએ છીએ, તે સર્વ પ્રજાને મળવું જોઇએ, તો ધર્મ અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થોને સહેલ કરી આપવાં, એ બ્રાહ્મણુ, ક્ષત્રીનોજ ધર્મ છે. નહિતર દેહ છુટ્યા બાદ, જગતનિયંતાને ત્યાં સ્વાર્થપરાયણુ શું જવાબ આપે? જે ઇશ્વરને તથા મનુષ્યોના કર્તવ્યને બીલકુલ જાણુતાંજ નથી. તેઓ પોતાનું તથા પરનું શું હીત કરે, તો તેને જેણે જાણ્યું હોય તેણે અન્યને જણાવવું, એ મનુષ્ય ધર્મ, પહેલો મનુષ્ય ધર્મ બજાવવો, કારણુ તેમાં અર્થ સુલભતા છે. અર્થ ધર્મથી કામ સુલભતા છે, કામ તૃપ્તથી, મોક્ષ સુલભતા છે, તો અમારી પાસે ઉપદેશ-જ્ઞાનરૂપ ઉત્તમ ભોજન પદાર્થ થાય તેવું વગર પકવેલું ( સીધું ) અનાજ સરસામાન સહિત્ય છે. પણુ તે ખુલા મેદાનમાં વાસણુ બળતણુ વિના પકાવી શકનાર નથી. ઇશ્વર ઇચ્છા! આપશ્રીનો સમાગમ થયો, જેથી આપણા અનુયાયીઓને જમવાનું નોતરૂં આપી, તેઓ તથા આપણે સર્વે મળી ખુબ પરિશ્રમ કરી, એ અનાજનો પાક બનાવી, અન્યજનોને પેલી પંગતે બેસાડી જમાડી, બાદ આપણે જમવું, તેમ છતાં રાત્રી પડી જાય, ( કાળ થાય ) નિદ્રા આવે તો આવતી કાલે ( બીજા જન્મે ) તેનો ઉપયોગ કરી જમીશું, કારણુ પાક પદાર્થ ( ઇશ્વર સ્મરણુરૂપ જ્ઞાન તથા બ્રહ્મજ્ઞાન ) બગડી જવાની ધાસતી નથી અને દિવસ છતાં જમશે તો

પૂરી જમવુ પડે, તેન અતૃપ્તિ રહેનાર નથી. ( મોદા ખશે ) એકલા માટે બનાવીશુ તો, તેમાં અમૃતસમ મીઠાશ નહિ આવે અને તેને માટે અતિશય મહેનત કરતાં પણ ફળ મળે એ શંકાશીલ છે; કારણ ચોમાસાના દિવસથી ભિની જમીન તથા ભિના બળતણથી આપણે બનાવતાં હેરાનગતી પહોંચશે અને પકવ પાક ઉતરનાર નથી, માટે સુલભતા સારૂ હુ નકશો આપું તે પ્રમાણે પાકશાળા બંધાવો, તથા તે થયા બાદ રૈયત જનોને તેમાં મળતા મિષ્ટ મેવા મીઠાઇ જમવા નિમંત્રણ કરો.

રાજસી, પ્રકૃતિના ભોગથી આનંદને માનનાર, રાજાજી સાત્વીક જ્ઞાન ગુરૂના વચનથી પોતાના આનંદ માનેલા કાર્યોમાં વિઘ્ન થશે, એમ જાણી સહજ મનોવિકારને પામ્યા. વિચિક્ષણ ગુરૂ તેઓને કહેવા લાગ્યા કે, હે રાજન ! એમ નહિ ધારતા કે, આપ આ વૈભોગો ત્યાગ કરોતોજ, મારા જણાવેલા કાર્યોમાં ફતેહ પામો. જે ભોગ ભોગવો છો, એથી વિશેષ થવા સારૂજ મારૂં શિક્ષણ છે; કારણ મારા ઉપદેશમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચાર પદાર્થ ભોગવવાના કહેલા છે, કેવળ ત્યાગ–વૈરાગ્ય નથી. જુવો કે, ત્રિગુણ જ્ઞાનમા સાત્વીક અધીકાઇને ભોગવે છે. તે સાત્વીકની અધીકાઇ હોવા છતાં પણ તે સાત્વીકનો અંદરથીજ ભાવ રાખેલ તથા રાજસીક, તામસીકને બહારથી રાખેલ એવા પણ મારા માણસો હોય છે.

રાજાજી—મહાનુભાવ! ત્યારે, ત્યાગ માર્ગ કેમ જણાવ્યો હશે? તેનો ભેદ જણાવો.

રાજ્યશ્રી ! હાલ આપણો વખત વિવેચન કરવાને પુરતો ન હોવાથી, તે બ્યાન આવતા દિવસે કરીશું. આપ સ્વર્ગ-વૈકુંઠપુરની નમુનારૂપ દેવાલય, અમારા બનાવેલા સવિસ્તર બ્યાન પ્રમાણે બનાવવા યોજના કરો.

રાજાજી તેનો નકશો તથા વિભાગનો લેખ લઇ, પ્રધાનજીને તે મુજબ બનાવવા ફરમાવે છે.

દોહરો

પરાક્રમી જન જેહ છે, ન જાણે તેનાં ગણુ,
દીવસો કહાડી દાસ તુલ્ય, કરે પરાક્રમ પહાણુ.



# ત્યાગ.

ત્યાગ એટલે તજી દેવું. ખરો ત્યાગ એટલે વાસના તજી દેવી; એવી વાસનાને તજી ગએલ ત્યાગી-સિદ્ધ લોકોને ગમે તેટલું દુઃખ કે કોઇ પણ વસ્તુ અનાડ કરી શકતી નથી. તેને અગ્નિ ન લાગે, મરે નહિ. દાખલો "પ્રલ્હાદજી ત્યાગી હતા". ત્યાગના માર્ગનો ખરો મુદ્દો એ છે કે, સંસારી ચીજો મેળવવા માટે ઉમ્મરનુ તથા સત્કર્મનું ધન ગુમાવવું પડે છે, માટે તેને ન ગણુકારતાં કેવળ એકતરફી ભકિત કરવી, તેજ ત્યાગ, કારણુ માયિક ચીજો વ્યગ્ર ચિત્ત કરાવે છે, ભકિતને વધવા દેતી નથી તેથી જ્ઞાનીઓએ એ માર્ગ લીધેલો, પણુ તેના ખરા રુપકને નહિ જાણુનાર તથા પોતાનાથી તે પૂર્ણીભૂત કરી શકવાની સામર્થતા નહિ, એવા ફકત કોઇ વખતના દુઃખના ધક્કા લાગવાથી અગર ઉદર ભરવા એ નિમિ-તે ધુતી ખાવા અગર ન મળ્યાના જોગી. ઉપર ઉપરથી ગરીબાઇ તથા ખોટા ત્યાગીના ચાળા કરી બતાવે છે, પણુ તેનો વાસનાઓ છુટેલી ન હોવાથી તેને અગ્નિમાં નાંખ્યો હોય તો ચીસ પાડી નાસવા માંડે.

શરીરની વાસના છુટેલા યોગીને તે કાંઇ અનાડ કરી શકતું નથી, માટે સમજુ સુજ્ઞ મનુષ્યોએ, ઇશ્વરે જે આપણુને પૂર્વ સંચિતના ફળમાં દીધુ હોય તે બેશક એની આપે છુટી જ્ઞાન પેદા થાય ત્યાં સુધી તેનો ઉપભોગ કરવો, પણુ તેનો

ઉપભોગ જગ કમળવત્ કરવો. સાત્વીક રીતે જે મળે તે ભોગવવું, અતિશયોક્તિ ન કરવી; કારણ ખરા માર્ગને ભુલી જવાય.

મનુષ્ય દેહને ચાર આશ્રમો ભોગવવાના છે. ૧ બ્રહ્મચર્ય ૨ ગૃહસ્થ ૩ વાનપ્રસ્થ ૪ સન્યસ્ત એ દરેકના રંગ ભણુતર જાણનારા જીવને લેવા જોઇએ. કેવળ ઉંચ પદવીને પહોંચેલા માટે તે નથી. જે ભણુતર ભણ્યા, તેને ભૂલવું નહિ, તેમ ફરી તેને ભણવું પડે, તેમ તેમાંના તેમાં બેશી રહેવું નહિ, આગળ વધતા જવું.

પુરેપુરૂ જ્ઞાન પામ્યા સિવાય જે માણુસો હરકોઇ ચીજનો ત્યાગ જોર જુલમથી કરે છે, તેની વાસના તૃપ્ત ન થએલી હોવાથી, તે દુઃખી થાય છે અને ઇશ્વરની વિસ્મૃતિ પામી જાય છે, તેટલાજ માટે કળે કળે, લોમવિલોમ ક્રિયાથી અને જ્ઞાન દીપકની જ્યોતથી ત્યાગ માર્ગ આત્માનો કરી નાખવો. જીવ ત્યાગી થએલાને દુઃખ સુખ નડતું નથી, તેની તદાકાર વૃત્તિ ઇશ્વર સાથે રહેલી હોવાથી, ખોલીઆને કાંઇપણ જણાતું હોય તે જીવને થતું નથી અને તેના ખોલીઆને પણ ઇશ્વર બચાવી લે છે અને તે ઉપરથી ત્યાગના ડોળ ઢોંગવાળા ઘણા દુઃખી થાય છે; માટે જોર જુલમથી કોઇ ચીજનો ત્યાગ કરવો નહિ.

દાખલા—"સતી પોતાના દેહમાંથી અગ્નિ ઉપાર્જીત કરી બળે, તેને દુઃખ નથી, પણ તેના જેવા દાખલા લઇ પાછળના

મૂર્ખ લોકો બળાત્કારે બાળી મૂકત," તે દુઃખી થનીગો નામદાર સરકારે ઘણીજ ગંભીર બુદ્ધિથી, તેના દોષનું ખરૂ રૂપ જાણી; કાયદેથી તેચાલ બંધ કરાવ્યો, તોપણ હાલ બળાત્કારે વિધવાનો ડોળ કરાવી અનેક હત્યા/કુકર્મોનો રોજગાર અંધ હિંદુઓ ચલાવે છે. જો ખરા પ્રેમી,(દંપતી હોય તો તે પોતાના પતિ પાછળ તુરતજ આપે દેહ તજી જાય, તેને કોઇ ઉપાય કરવા પડે નહિ અને કરવા પડે ત્યારે તે કામના પણ નહિ.

સદ્ગુરૂઓ ઘણી વિદ્યા તથા આત્મબળ અને સ્વાનુભવના પ્રતાપે કોઇ પણ જીવને તુરતા તુરત મોક્ષ કરી દેવા સમર્થ છે, પણ પારસમણિ કોઇક જગાએજ મળે.

કેટલાક લોકો મહાત્માઓના દૃષ્ટાંતોની કથાઓ કહી દર્શાવે છે કે, તમે તેવા થાઓ એટલે તેઓએ જે પદ મેળવ્યું છે, તેને લાયક થાઓ, પણ તેઓને ખબર નથી હોતી કે, દરેક મહત્પુરૂષ બાળપણમાં નગ્ન સ્વરૂપેજ ઉછરી મોટા થએલા છે, તો તેના જીવન ચરિત્રનો ઉપદેશ કરીએ કે તેઓએ શાં શાં કર્તવ્યો કરી એ પદને મેળવ્યું.

હાલના ઉપદેશકોને કેમ સુધારવું, તેનો કાંઇ પણ વિચાર નહિ કરતાં, ફક્ત તેમની વાતોજ કરી બતાવે છે. એથી કોઇ મુમુક્ષુજન સબળ શકિતમાન થતો નથી, માટે તેઓને તેનાં પગથીયાં બતાવવાં જોઇએ કે, તેઓ પ્રથમ આવી તરેહના

હતા અને આવાં કર્તવ્યો કરવાથી આટલે દરજ્જે પહોંચ્યા, તેમ તમે કરો. તેમાં આવાં વિઘ્ન છે, આટલો ભય છે, આટલું સુખ છે, તેના રસ્તા પોતે જાણતા નથી, તો બીજાને શું શિખવે. ફૂકત કોઇ ઇચ્છાવાન હોય તેને પ્રબળ શકિતવાળા મહાત્માનું દૃષ્ટાંત આપીને તેની ચઢતી કમાન ભાગી પાડી કેવળ જ્ઞાન દેવાનું કે અંધ શ્રદ્ધાથી સેવા બજાવવાનું પૂછડું પકડાવે છે અને ખરાં કારણ બતાવી દોષ જાહેર કરનારને અનેક દૃષ્ટાંતો આપી દુર્જનમાં ખપાવી દે છે; તેઓનાથી સબળ વિચારવાળા જ્ઞાન ધરાવનારાઓએ ડરવું નહિ.

સ્ત્રી અને પુરૂષો કેવળ ત્યાગીજ હોત તો મૃત્યુલોક સૃષ્ટિની ઉત્પત્તિ હોવી અસંભવિત થાત. ત્યાગ લેવાનું બીજું કારણ મોક્ષ માર્ગમાં તથા સંસારી વિભવ ભોગના માર્ગમાં ઘણા કોતરો, ટેકરા, ડુંગરા, ઝાડી, જંગલ વધી ગએલું છે કે, જેથી ત્યાં આગગાડી, હાથી, ઘોડા, પાલખી, ઘોડાગાડી વિગેરેમાં બેસી જવા ઇચ્છા ધારીએ તો જઇ શકાય નહિ, માટે વિચારવંતે રીત શોધી કહાડી કે, જ્યારે સંસારથી સ્વર્ગમાં સુખ વધારે છે અને સંસારનું ઓછું છે અને સંસારી સુખ મેળવવા મહેનત વધારે છે. વળી તે સુખ દેહ સારો આબાદ રહે ત્યાં સુધી જ તેમાં પણ આધિ, વ્યાધિ અને ઉપાધિ ( મનનું, તનનું અને ધનનું ) દુઃખ રોજે પીડા કરી સુખે ઠરવા દેનાર નથી, માટે સંસારની વાટે શું કામ જવું. આપણ પગે ચાલીને સ્વર્ગને રસ્તે પડો કે, જેથી વહેલું મોડું પણ પહોંચાશે અને

તે અક્ષય સુખને મેળવશે. પણ જેને પૂર્વ પુણ્યના પ્રતાપે વિમાન બેસવા મળ્યું હોય (એટલે વિના પ્રયાસે વૈભવ ભોકતા થએલ હોય ) તેણે તો અચુક સંસાર નગ્રમાં મહાલવુંજ એવા ઘણા ભકતો કે જેનાં સંખ્યાનો પાર નથી, તેવા સંસારમાં રહી સુખ ભોગવી પાછા ઇશ્વર ભક્તિ કરી સ્વર્ગ સુખ લેવા ગયા છે. પણ ઇશ્વર સ્મરણને સાચવ્યું નહિ તો જગત સુખની જાહોજલાલીમાં ફસેલા કોમળ જનને વિકટ રસ્તો કાઢવો કઠણ છે, માટે ઇશ્વર સ્મરણરૂપી પ્રબલ શક્તિ વિસારવી નહિ. સમજું બુદ્ધિથી વિચાર કરો કે, શું પોતાના માબાપની સેવા કરવામાં પાપ છે કે, પોતાના સત્ ધર્મથી મળેલા દ્રવ્ય, મહેલ, બાગ,બંગલા કે રાજ્યરિદ્ધિ ભોગવવામાં પાપ છે કે, શુદ્ધ પ્રેમી સ્ત્રીના સંબધમાં પાપ છે કે, માણસ દેહ ધરી જીવવુ તેમાં પાપ છે. ખરો વિચાર કરશો તો એ બધાં સ્વર્ગથી ઓછાં પણ તેવાંજ સાધનો પુણ્યનાં પારિતોષિકરૂપ છે; માટે તેનો ઉપયોગ કરવો. ઇશ્વરાજ્ઞા ઉલ્લંઘન નજ કરવી અને જ્ઞાન, વિદ્યાથી દરેક પ્રેમી સંબંધીઓએ ઇશ્વર ભક્તિથી ઉત્પન્ન થએલા ઐકય વિમાનમાં બેસી જવું અને એક વિમાનમાં બેસી આવવું તો, એકજ પ્રકારને ધર્મ પાળનાર સ્નેહી મનુષ્યો મરણથી પણ વિખુટા પડનાર નથી. માટે પોતાના પ્રેમીજનોમાં અધ્યાત્મિક જ્ઞાન ભક્તિ અને કુટુંબ પ્રેમનો વધારો કરો તો તમો કોઇ કાળે દિલગીરીમાં આવનાર નથી પણ ચોવીશ કલાક અંતીમ સંકટનાં વહીતરાં વહી અર્ધ પેટ પુરતું ભોજન મેળવનાર ઘડપણ સુધી

ઓની અભિલાષામાં રહી, છેવટ મેળવવાને માટે અંતીમ પ્રયાસ કરતાં મરનાર રહેવાને માટે કદી છાજતું છાપરૂં ન હોય, સગું સબંધી, કોઇ દ્રવ્ય, જમીન, ન હોય તેવાએ ઇશ્વરને ન જાણ્યો ક્રુડ કર્મથી સારૂં કરવા મચ્યા રહેવું, તેજ દોષ; કારણ તેને એ મેળવવામાં પાપ કરવું પડે છે અને ઇશ્વર નહિ ભજવાથી ભવિષ્યકાળમાં અતિ દુઃખ થશે, એવા દુર્ભાગી જીવો બીજા જન્મમાં એથી અધમ દશા (ઉછાળેલો રબરનો બોલ જેમ ઉછળી બીજી ત્રીજીવાર ફરી ઉછાળ્યા વિના નરમ પડે તેમ) પામવાના, તેથી એવાઓની વસ્તી વધવાની અને તેવા માણસોનામાં ઇશ્વરી જ્ઞાન કદી હોવાનું નહિ અને તેમના નસીબે દુનિયાનું વાતાવરણ પણ બદલાઇ જવાનું; કારણ દુઃખ દેવાને માટે પરમેશ્વર સરવે સારી ચીજ કમીજ નીપજાવે. તેવા કમી ચીજો અને સુખ વસ્તુની સંકોચના પડવાથી એવો કોઇ કરોડામાં એકજ જડવાનો કે આધિ, વ્યાધિ, ઉપાધિ, દુઃખથી અજાણ હોય. હાલ એ ત્રિતાપના તપેલા અનેકો છે માટે તેઓને કેવળ ત્યાગી થઇ ઇશ્વર ભજવાની જરૂર છે, પણ તે મરી જશે પણ સદ્ધર્મનો રસ્તો પકડનાર નથી અને દરિદ્ર, દુઃખ વ્યાધિ વિગેરે અનેક દુર્ગુણોમાં પણ વિષયોને તૃપ્ત કરવાની તૃષ્ણાઓમાં મરી જવાના અને એવા અનેકોના વધવાથી તેમના શત્રુ ગણો કે મિત્ર ગણો પણ. પાપના પિત્રિઓ, કળીયુગના કામદારો, યમરાજાના અમલદારો, જે મહાન લોભ, ક્રોધ, ગર્વ, કામ, મદ, મોહ, મત્સર, કે જેની પાસે તે હોય તેને ખોટા દેખાડે છે. તેવા દુર્ગુણો હાલ જે-

નામાં હોય તે ઘણા બુદ્ધિશાળી, ડાહ્યા અને હુંશિયારમાં ગણાય છે, જેથી તેવા લોકને ઉતેજન મળે છે. તેના પરિવાર દારિદ્ર, કુસંપ, નિંદા, અસત્ય, ચોરી, ચાડી, હિંસા, નિર્દયતા, તૃષ્ણા, પાપ બુદ્ધિ, નીચી વાતોમાંજ મન પેદા થઇ પોતાના વસ્તારને વધારી સંસારની શુભેચ્છાનો રસ્તો એવોતો વિકટ બનાવ્યો છે કે, જેમ એક મકાનના સળગી ગવા પછી, તેના ધણીથી પણ તેનું દાટેલું દ્રવ્ય શોધી કાઢવા ફળીભુત થવાતું નથી; તો નવો મેળવનાર શી રીતે મેળવી શકે, માટે સઘળા જન્મનાજ દુઃખી દેખાય છે. ભલે તેમને અક્કલ ટાંચી તેથી કુતરાના કરતાં સહસ્ત્ર ઘણો અધમ અવતાર ભોગવતાં પણ સમજી ઇશ્વરી સહાય માગતા નથી.

અરે ! પ્રભુ ! આ દશામાંથી મનુષ્યો શી રીતે પોતાનું ગુજરાન કરે અને શી રીતે સ્વર્ગે જાય. સંસાર સુખનો રસ્તો તથા તેનાથી કરોડ ઘણો સ્વર્ગ અતિશય દુર્ગમ કરી નાખ્યો છે, તેને નિષ્કંટક બનાવવા ફકત સ્ત્રી કેલવણી તથા અધ્યાત્મિક જ્ઞાનની જરૂર છે, નહિંતર ખોટા ઢોંગી લોકોની આગેવાનીનું શિક્ષણ પાયમાલ કરી નર્કમાં ઠેલે છે અને ઠેલશે પોતાનું મકાન જ્યાં સુધી ઘણું સારૂં બનાવ્યું નથી ત્યાં સુધી ઘરધણીએ વિશ્રાન્તિ લઇ દુર્બલ અવસ્થા લાવવી નહિ; કારણ ચોમાસામાં વરસાદ પડશે તે વખતે, અગર તડકો કે ઠંડી લાગશે તે વખત વિશ્રાન્તિ રહેશે નહિ, દુર્બલતા દુઃખી કરશે અને સુખને સાટે દુઃખ થશે, જેથી તે ઘરને યોગ્ય સુધાર્યા બાદ મોજ, શોખ કે વિશ્રાન્તિ લેવી. દુરસ્ત કરતા સુધી મહેનત,

સખતાઇ પ્રવૃત્તિ, કષ્ટ, વિગેરે રાખવાંજ. દુરસ્ત થએ શાંત થશો, પછી કાંઇ નડનાર નથી, તે મુજબ ધાર્મિક પૂરજથી સંસારી રસ્તા સાફ થએથી ઇશ્વર ભજતાં દુર્ગુણો આપે નાશી જશે પણ રસ્તા સાફ કરનારને મજુરની માફક મહેનત કરવાની જરૂર છે, પછી આગગાડીની માફક ચાલુ રોડ થઇ ગએથી શોખીનપણે દરેકથી સહેજ પહોંચી શકાશે.

ત્યાગથીજ મોક્ષ મળે છે, એ સિદ્ધાંત " મોક્ષ મહેલ " પ્રકરણમાં જણાવીશ.

વિભોગ ભોગથી અન્યલોકને પ્રાપ્તિ સુખ મળે પણ ઇશ્વર સ્મરણ અધિક હોય તો !



# પ્રેમ.

પ્રેમ ! પ્રેમ ! ! અરે ! અલૌકિક સર્વ પોષણ કરનાર પ્રેમ ! અરે ! અમુલ્ય અદ્દભુત પ્રેમ ! તારી કીંમત કોઇ જાણુતા નથી પણુ તે બે પ્રકારથી. એક પ્રકારનો કે, જેઓએ તારી શક્તિ અનુભવી છે, તે તારા અવર્ણનીય ગુણોમાં લીન થઇ, આભારી થઇ અને તારા સ્વરૂપમય થઇ તારી કીંમત કરવા અશક્ત બન્યા છે. જ્યારે તારાથી અજ્ઞાન એવા બીજાઓને, તારી કીંમત તુંને દેખ્યા વિના જણાતી નથી પણ જેણે તુંને મળવ્યો છે, તેઓ તુંને ઘણીજ પ્રિય સરસ્વતી દેવીના કાવ્યાલંકારોથી પૂજન કરી પોતાની પૂજયભાવના સાફલ્ય કરી કૃતાર્થ થયા છે. મહાન જ્ઞાન વિના મહાપુરૂષ સતજન તુલસીદાસજી મહારાજ પોતાની જીવ્હાએ ઉચ્ચાર કરી ગયા છે કેઃ—

### દુહો.

પોથી સો પોથી બની, પંડીત ભયા ન કોય,
અઢાઇ અક્ષર પ્રેમ કે, પઢે સો પંડીત હોય.

આ દોહરો ઇશ્વરી પ્રેમનો છે, છતાં સાંસારીક પ્રેમને પણુ સંસારનું ફળ આપે ત્યારે પંડીત થવા સારૂ આખી

ઉમ્મરનું ધન ગુમાવી ઘરડા જેવા થઇ જતાં એ રસ્તો કેમ પકડતા નહીં હોય ? પ્રેમની નિશાળ તો કંઇ જોવામાં આવતી નથી ! ત્યારે શુ પ્રેમ ભણ્યેથી પડીત નહિ થવાનાં કારણો માટે; એ નિશાળો નહિ હોય ? નહિ, નહિ, પ્રેમની નિશાળોના મહાન ભુવનો આગળના જમાનામાં ઠેર ઠેર હતાં. એ પુસ્તકો જણાવે છે તો શું તેનાથી ગેરફાયદા થવાથી તે બંધ કરીને નવીન બનતી નિશાળો અટકાવવામાં આવે છે ? તેનાથી ગેરફાયદા થાય છે, એમ કહેવું એ પાયમાલ થવાનું વચન છે, ત્યારે તે તો ઠેર ઠેર સાંભળવામાં આવે છે, ત્યારે શું પાયમાલી પાતાળમાં લઇ જશે ? સ્નેહી કુટુંબીઓને છોડી દેહાન્ત થવો, યા પેટને માટે પરદેશ વેઠવો, શોકાગ્નિમાં દગ્ધ થઇ જઇ નિસત્વ ફીક્કા ચહેરાવાળા બળ, બુદ્ધિ, દ્રવ્ય વિના દુઃખી થતા જીવો નીપજવા, એ પ્રેમ તારા વિનાજ છે. સ્વાર્થ માટે ફીસાદો થવી, તોપણ પ્રેમ ! આપની તંગીનાજ કારણે ઉદાશીના ઉદધિમાં ડુબવુ, એ પણ પ્રેમ પરમેશ્વર ! આપની નીધા વીનાજ. દભ, ક્રોધ, લોભ, અભિમાન, અદેખાઇ, એ પણ પ્રેમ પ્રભુ ! આપના વિનાજ. વિધવા સ્ત્રીઓની સખ્યા વધવી, બાળહત્યાઓ થવી, સ્ત્રી પુરૂષોને અણબનાવ થવો, એ પણ પ્રેમ પ્રભુ ! તારા વિનાજ, શું શું વર્ણન કરૂં ! પ્રેમરૂપી સમુદ્રના પાણીમાં રહેલા માણસરૂપી જળચર પ્રાણીઓ.

પ્રેમ ચાર પ્રકારથી દેખાય છે. તેનો દાખલો—જળચર પ્રાણીઓ ચાર પ્રકારથી જળમાં નિવાસ કરે છે. એક તો મીન

(માછલાં) બીજો દાદુર, (દેડકા) ત્રીજી જળકુકડી, ચોથો મગર, એ પ્રમાણે ચાર જાતો વસે છે, પણ તેઓમાં ભેદ ઘણો છે, માછલાંઓનો શુદ્ધ પ્રેમ જળ સાથે એવો છે કે, તેને સહજ દુર કરતાં તે જીવી શકેજ નહિ. દેડકાને મેલુ, થોડુ પણ પાણી જોઇએ, તેટલું હોય તો પણ તે જીવી શકે. જળકુકડી તો ફક્ત પોતાના પેટ ભરવાના સ્વાર્થનેજ ખાતર પાણીમાં રહે છે. નહિતર તેને પાણી વિના સારી રીતે ચાલે અને મગર એ પણ પાણી વિના રહી શકે, પણ તે પોતે પાણીના પ્રાણીઓમાં મુખ્ય ગણાયો તેમ હોવાનેજ કારણે ના છુટકે અંદર રહે છે. તેવીજ રીતે દુનીઆના માણસો એક બીજા સાથે આવા ચાર પ્રકારથી પ્રેમ કરે છે. મીનવત પ્રેમ-વાળાઓજ પ્રેમના ખરા રૂપને જાણે છે, તેઓને કંઇ સુખ અલભ્ય નથી. દેડકાવત પ્રેમમાંથી મીનવત બની શકે પણ દુરજનની દ્રષ્ટીને ન પામે તો દાદુરવત પ્રેમ બીજા નંબરનું સુખ આપે છે. જળકુકડીઓનો જગતપર ટોટો નથી, પણ તે પેટ ભરાયા પછી ઝાડ ઉપર બેસે છે. મગરના પ્રેમ જેવાં લગ્ન ગાંડથી જોડાએલ સ્ત્રી પુરૂષો ન છુટકે દીવસે લોકોની દહેસતે પાણીમાં રહે છે. બીનવસ્તી વખતે અગર રાત્રીએ પાણી બહાર નીકળી રહે છે. જળકુકડી સ્વાર્થ સારૂ પ્રેમનો દેખાવ બતાવે છે. મગર એ પણ સત્ય પ્રેમ વિનાજ ના છુટકે પાણીમાં રહે છે, જેથી એવા પ્રેમમાં સુખ નથી. મગર જળકુકડીવત્ પ્રેમને જાણનાર, અનુભવનાર, જગતપર ઝાઝા છે. મીન-મંડુકવતને પાયમાલ કરનાર, પણ તેજ છે. જેથી આગળ જણાવ્યાં તે

કરતાં અગણીત આપતિઓનાં સંકટો આવવાનું કારણ પ્રેમ પ્રભુ ! તમારા વિનાજ છે. આપના સત્ય ભક્તને આપ જે શુભ ફળ આપો છો તે મળ્યા બાદ તેને કોઇપણ બાબતની તૃષ્ણા રહેતી નથી અને તે સુખની સીમાએ પહોંચે છે.

સ્ત્રી પુરૂષની આત્મગ્રંથીને ઐકયતા આપનાર સ્નેહ સમાગમનો સમય સદાકાળ નહિ પણ સુવાસીક પુષ્પવત્ છે. જેમ પુષ્પકળી પ્રથમ નયન સુખ આપે છે. ત્યારબાદ તે થોડીજ મુદતમાં વાસનાથી વ્યાપ્ત થાય છે. પછી તુરતજ અદ્‌ભુત અજાયબી આપી સુકોમળ સુવાસીક સુમન (પુષ્પ) સજ્જન સમુદાયને શાન્તકર નીવડે છે. ભોગી ભ્રમરોને ભ્રમણુચિત કરી તુરતજ ભુમીદાહને પ્રાપ્ત થઇ નામાવશેશથી પણ નીરમુળ થઇ જાય છે. તેજ પ્રમાણે મનુષ્ય દેહની સ્નેહ સમાગમને સજ્જડ કરનાર બાલ્ય, યુવાવસ્થા, ચલીત ટુંકી મુદતનીજ છે. માટે મનુષ્ય દેહ મળ્યા છતાં મૂર્ખાઇથી અસાધન ભ્રમરાની માફક સુમનની સુવાસ લેવામાંજ મસ્ત રહેવું. એ વિદ્વાનવીર વનીતાઓને વ્યાજબી નથી, પણ અદભુત પ્રેમરસમાં પચી રહેલ કોમળ કળીને અનામત રાખી અપત્તિના યંત્રમાં ઉકાળી અવિનાસી અત્તર બનાવી લેવું કે જે પુષ્પની પાયમાલી પછી નજરે નહિ જણાવા છતાં પણ વિચારવંત વિદ્વાનોની વાસનાને વાયુરૂપ વાકયવિનોદથી વ્યાકુળ બનાવી વિસ્મરણ થયો તે વખતને વર્તમાન કાળ કરી આપે, તો પછી અત્તરના અધિષ્ઠાતા તે એ લાભ સુધામય કેમ ના હોય ? પણ પુષ્પને પાયમાલ કરનાર મૂર્ખ મનુષ્યો અગમ્ય અત્તર બનાવવાની

આવડ નહિ હોવાથી દિન દિન નવ નવીન પુષ્પને ખરીદ કરવામાં ભમે છે, સુકાયેલ પુષ્પોનો પુંજ વધી જાય છે. નવીનની તંગી પડે છે અને અવિનાસી અત્તર રહેતું નથી.

**કવીત.**

પ્રેમ કીયા તેહ જાણ પ્રાણ ગએ છુટે નહિ,
પ્રેમયોંકી નેમ સબ નેમસેં બી ભારી હે;
પ્રેમકી ઇંગુધા બેલ ખાનેસેં ખુટે નાહી,
કહી તુટે બચન જુટે (તો)બરછી બહોત કારીહે.
પ્રેમ સુધા દીલ દોર પ્રેમીયોંકા તુટે કભી,
મરનેસે બહોત સુખ જીંદગી અકારી હે.
સત્ય પ્રેમ નેમ ચલી રહી દુ:ખ મધ્ય આપ,
પ્રેમી કાજ પ્રેમીઓંને જીંદગાની હારી હે;
પ્રેમકર પીછાન કોઇ ચતુર સત્ય બચન સંગ,
તો તો વો રીત સબ સાધનાસેં ન્યારી હે.
પાત્રકું ઇ પાત્ર મિલે પુરે પુર મનકે કોડ,
ના પાત્રસેં નેહ કીયા ઉને જખ મારી હે,
મગ્ન કર પીછાન આન હૃદયમેં ઉચ્ચ બુદ્ધ,
સત્ય પ્રેમીયોંકી જોડ પ્રભુજીને તારી હે.

રાજાજી ! આપના સાંભળવામાં આવ્યું હશે કે, ઘણા ખરા લોકો તુલસીદાસજીનાં વચનનો ઉપયોગ કરી કહે છે કે,

## દુહો.

પર ધન પત્થર જાણીએ, પરસ્ત્રી માત સમાન;
ઇતનેમેં હરી ના મીલે, તુલસીદાસ જમાન.

આ દુહાથી જે ધન પુર્વજોએ ગમે તેવાં કર્મો કરી મેળવેલું, તથા કુકર્મો કરી સાચવેલું, તેનો ઉપયોગ કરતાં મુઢ માણુસો બીજાને શિખામણ આપે છે તથા એ ધનથી એક પશુની માફક વેચાણ લાવેલ સ્ત્રીના માલકીપણાને ટકાવી રાખવા તથા એ ધનને ભોગવવા એ દુહાને મહાન અક્ષર બ્રહ્મ ૐકારની માફક ઉપયોગ કરી જ્યાં ત્યાં અડાવે છે, પણ વિદ્વજ્જન તુલસીદાસજીના અંતરવૃત્તિના ઉઠાવને તે યથાર્થ સમજતા નથી. દ્રવ્ય એક જડ વસ્તુ છે. જેની જગતના લોકોને જરૂરીઆત હોય છે, તેથી બીજાની પાસેથી પોતાની માલકી રૂપ કરવા, તન, મનથી મહેનત કરી, તેના બદલામાં પોતાનું કરી શકે છે. જોકે, પોતાનો દેહાન્ત થવાનો સમય ન હોય, તોપણ બીજા પાસેથી જોર જુલમથી યા છળ ચોરી કરી, લક્ષ્મી લેવી એ અધર્મમાં ગણાય ખરી, પણ કેટલાક જીવો મર્ણ પામતા હોય અને એ લક્ષ્મીનો ઉપયોગ કરેથી તેમના જીવ બચતા હોય એમ છતાં જો ધનાઢય પુરૂષ પોતાની પાસેથી તે દ્રવ્યનો પરમાર્થ ખાતર યોગ્ય વ્યવસ્થા ના કરે તો, તે મુંજીનું ધન ધર્મને જાણનાર ક્ષત્રીકોમના માણુસો અનેકોના જાન બચાવવા ખાતર એકલશુરા, સ્વાર્થી, તે ધનના ધણીને દેહાન્ત દંડ દેઇ પરમાર્થ સારૂ ઉપયોગમાં લેવું. દેશોન્નતિને સારૂં અનેક

કળાં નિપુણ, પુરૂષો ઉત્પન્ન થાય છે, પણ તેઓને ખર્ચ સારૂં દ્રવ્ય ન હોવાથી આગળ ના વધતા નાબુદ થવું પડે છે. જ્યારે મૂર્ખ મસ્તાનો એ દ્રવ્યનો અવળો ઉપયોગ કરી પાયમાલીનો પાયો મજબુત કરે છે. એક વીધવા સ્ત્રી પોતાના ધણીના મર્ણ પછી તે ધણીની પ્રીતિ વિના જીવન ટકાવી અન્ય પુરૂષોથી ભોગ ભોગવી તેનું સંપાદન કરેલું, દ્રવ્ય શોખ સાહેબીમાં ગુમાવે છે. જ્યારે બળવાન, બુદ્ધિવાન, કળાકૌશલ્યવાન મહાન પુરૂષોને પેટ પુરતું અનાજ પણ નથી મળતું, એ ઉન્નતિને ઉચ્છેદન કરનાર (ટકે શેર ભાજી ટકે શેર ખાજા) જેવા ધારાઓના કારણને લીધેજ. નહિતર મહાન પુરૂષો એવા ભૂમિભારરૂપઅધર્મવર્ધક વૃક્ષોરૂપ જીવોને નિરમુળ કરી, પોતાનો એ દ્રવ્યથી જમાવ કરી, મહાનપદ મેળવે અને જગત જાહોજલાલી કરી મુકે. સ્ત્રી એ સજીવન માણસ છે. દુનિયામાં, પુરૂષ, તથા સ્ત્રીના હક સરખા છે. પુરૂષ સૂર્યની માફક ઉષ્ણ શક્તિવાન છે. સ્ત્રી ચંદ્ર માફક ઠંડી શક્તિવાન છે. એ બે પ્રકારના સંયોગથી જગતનું મંડાણ છે. પ્રેમરૂપ અંતર વૃત્તિના સંબંધથી તેઓના જીવ ઐકયતાને પામે છે. દેહ જુદા દેખાય, પણ જીવની ઐકયતાથી તે પ્રેમરૂપ પરમેશ્વરના અનુયાયી અદ્વૈત બ્રહ્મરૂપ યુગલ દંપતિઓ કોઇપણ સુખ મેળવવા અશકત થતાં નથી. એ પ્રેમરૂપ સંબંધથી એક થવું, તેને લગ્ન કહે છે. એ પ્રેમી લગ્નથી, સ્ત્રીરૂપ માણુસ પુરૂષનું અને પુરૂષરૂપ માણુસ સ્ત્રીનું પર મટી પોતાનું કહેવાય છે. પ્રેમી યુગલોને અન્યોઅન્ય મિલાપ વિના અન્ય કંઇપણ વસ્તુની

ઇચ્છા થતી નથી. જેથી તેઓ જ્યાં સાથે હોય ત્યાં સ્વર્ગપદ સુખમાં રહે છે. એ પ્રેમની પરિક્ષા કરવાને સ્ત્રી પુરૂષને કેળવણીથી સદ્‌ગુણ મેળવ્યા બાદ સંપૂર્ણ પ્રેમ પરિક્ષા પામી, પ્રેમગ્રંથી પડતા સુધીના વખતની જરૂર છે, તેમ થાય તોજ તેઓ મોનવત પ્રેમગ્રંથીથી બંધાઇ સાથે દેહ છોડે છે. એ પ્રમાણે વર્તવાથી વિધવાઓ દેખવામાં આવતી નથી, તથા પરસ્ત્રી પરપુરૂષપર દૃષ્ટિ ન કરો, એમ શિખામણ દેવાની જરૂર રહેતી નથી. અધર્મના અધિષ્ઠાતાઓ એવા કારણોથી અજ્ઞાન હોઇ અજ્ઞાન બચ્ચાઓને પોતાની મરજી મુજબ લગ્ન કરાવે છે. તે કારણથી અધમ દશાએ દુનિયાં પહોંચે છે. ગંભીર વિચાર કરતાં ખરૂં કારણ એજ છે, એવા અલ્પમતિ અધર્મવર્ધક મંડળના અનુયાયીઓ કોરટોમાં ચઢે છે, તે વખતે ત્યાં સ્ત્રીને કબજે લેવા બાબત હું પોતે તેનો ધણી છું, એમ સાબિત કરવા પુરાવામાં મે આટલા રૂપૈયા ખરચ્યા છે, ચોરીમાં અગ્નિ અને ગુરૂની સાક્ષીથી હાથ પકડયો છે, શાસ્ત્ર પ્રમાણે કર્મ કરી તેના માબાપના હાથથી દાન લીધેલું છે, એવાં અનેક કારણો બતાવી, સુજ્ઞ સરકારને પોતાની સ્ત્રી મેળવી આપવા ફોજદારી કોરટના નિયમ પ્રમાણે સખ્તાઇથી માગણી કરે છે. આહાહા ! શું આશ્ચર્ય છે કે, જનુનીનો જાયો કોઇ પણ આવા કામનો યોગ્ય ઉપયોગ કરતો નથી. શું તેમના મગજમાં નહિ આવતું હોય કે, કાયદામાં જણાવેલ "બળાત્કાર સંભોગ" આવી રીતે માગણી કરી ભોગ કરનાર કે બીજા કોઇ પુછડાંવાળા હશે ! સ્ત્રીની મરજી વિરૂદ્ધ સંભોગ

એજ બળાત્કારનું રૂપ છે તો મરજી સંબંધ હોય તો કોરટ પાસે જુલમી માગણી શું કામ કરે ! અરે ભેદ ! ચક્ષુથી જોતાં હાલ એક લાખ લગ્નીક જોડામાં એકસોથી પણ ઓછાં પ્રેમી સંભોગપદ ભોગવતાં હશે, શિવાય બધા બળાત્કારજ છે, તો-પણ સ્ત્રીજાતિ શાંત સહનશિળ, શરમાળ, અજ્ઞાન, અબળા એકલી જાતે જીવન ગુજારવા અશક્ત વિગેરે કારણુને લીધે જાહેરમાં વધારે જણાતી નથી.

શ્લોક.

* आसन्नमेवनृपतिर्भजतंमनुष्यं ।
विद्याविहीनमकुलीनमसंस्कृतंवा ॥
प्रायेणभूमिपतयःप्रमदालताश्च ।
यत्पार्श्वतोभवतितत्परिवेष्टयन्ति ॥

ભાવાર્થઃ—પોતાની હજુરમાં રહેનાર મનુષ્યોનેજ રાજાઓ ચાહે છે. કાં તો તે મૂર્ખ હોય વા નીચા કુળનો હોય વા કોઇ પણ જાતના સસ્કાર વગરનો હોય; કારણ કે, ઘણું કરીને રાજાઓ, સ્ત્રીઓ અને વેલીઓ જે કોઇ પોતાના સમીપમાં હોય તેનેજ વીંટાય છે.

એ શું વિદ્વાનની દૃષ્ટિથી અજાણુ હોય છે ! વિક્રમરાજા જેમ દેશોદેશ ફરી, અસુરોએ ઉપાડી લાવી પોતાના મહેલમાં બળાત્કારથી રાખી મૂકેલી સ્ત્રીઓને છોડાવી લાવતા, તેમ

હાલના જબ્બર જમડા સમાન પ્રેમ શુન્ય યમદુત અસુરોના પાસમાં પડેલ, પ્રેમાળ બાળાઓની વ્હાર કરવા કોઇ ક્ષત્રિબચ્ચો દુનિયાપર નથી ! જુવો કે, કામ, ધર્મ વિરૂદ્ધ નથીજ, એ સ્વાર્થ પરાયણ અસુરો કહે છે કે, એ મારી માલકીની છે, તો માલકી થવા તેના બદલ પ્રેમરૂપ કીંમત તેણે આપેલી નથી. તે માબાપની આપેલી લીધેલ છે, એમ જણાવે છે તો માબાપ કાંઇ તે સ્ત્રીના શરીરનાં માલીક નથી; કારણ તે શરીરનો માલીક તેનો જીવ છે. જીવ ગયા બાદ તેનાં માબાપ કેમ ખોળીઆનો ભોગવટો કરી કામ આપી શકતાં નથી. ધર્મશાસ્ત્ર તથા ગોરને નામે બળ બતાવે છે તો સુજ્ઞ સરકાર પુખ્ત ઉમ્મરનાં માણસોના હાથ દસ્કતની સહીથી કબુલેલા કરાર પાળે છે અને આવા બાળક વયમાં જે ભાષાને, તેનો મિથ્યા લવારો કરનાર ગોરજ જાણતો નથી કે અંદર શું ભેદ છે, તેવા કે જેની સમજ ન પડે તેવી અન્ય ભાષામાં કબુલત કરેલી માન્ય ગણી અનાથ અબળાઓ યમદુતોને સોંપે, એ ઘણું આશ્ચર્ય છે. વળી મોટા બેરીસ્ટર સાહેબો પણ એવી બાબતના ગુંચવાડામાંથી પોતાના અસીલને છોડાવી શકતા નથી અને પૈસા ખરચ્યા છે, એમ બકવાદ કરનારના ભાષણોથી શુન્ય હૃદય બની જાય છે. એ શુ ! પણ હા, તેઓ વિદ્યા ભણ્યા છે, પણ તત્વજ્ઞાનને જાણતા નથી. તેઓ ખોળીયું પંચતત્વનું બનેલું છે, એમ માને છે પણ ખોળીઆમાં રહેલો જીવ છે, તે તેનો માલીક છે. એ બાબતથી તે અજાણ્યા છે. ( હે રાજન ! એ જ્ઞાન હું " મોક્ષ મહેલ " લખાણમાં જણાવીશ )

તેઓ એક હલકી રકમ દાતણ કે જે જુજ ઉપયોગની છે, તેને ખરીદ કરવા જતાં બારીક દૃષ્ટિથી કેટલીક તપાસ કરે છે અને લગ્ન જેવી ઉત્તમ ચીજ ગ્રહણ કરતાં, જેનાપર પોતાના દેહ સુખનો, સંતતિનો, કુટુંબનો, ન્યાતનો, ગામનો, દેશનો અને ઉન્નતિનો આધાર છે, તેવા કામમાં જે હોય તે, જે આવ્યું તે ઉપયોગ લે છે, એ કેટલું દુઃખ કરે છે. વિચારવંતને તે વ્યાજબીજ લાગશે કે, અવળો રીવાજ હાલ થોડીજ મુદતથી ઉદય થયેલો છે. આ ઠામ સામે ઘણાજ લોકો પોતાનાં દલીલો રજુ કરે છે પણ તે ટુંકી દૃષ્ટિએ જોનારનેજ માટે છે, નહીંતર સત્ય સાર સર્વ સુખ સાધનનું મુળ પુરાતની પાયાપર છે. તેઓ ઘણીજ પ્રકારના હતા. જેવા કે, બ્રાહ્મણોમાં લગ્ન માતા પિતાનાં મરજીથી થતાં પણ તે વખતના બ્રહ્મ ઋષિઓ સ્વપત્નીની ઇચ્છાનુસાર અલૌકિક વસ્તુ ઉત્પન્ન કરી શકવા સમર્થ હતા.

દાખલો:—જોનારે એજ માતા પિતાના હસ્તે થતાં લગ્નને ખરાં બનાવનાર પ્રાચીન ઇતિહાસો જોવા કે, જેના મતને અનુસરીને તેઓ હાલ વર્તે છે. ક્ષત્રિ લગ્ન, કન્યાની સમતીથી થતું. તેમાં રૂપ, ગુણ, બળ, પરાક્રમ વિગેરેની પરિક્ષાના સમુદાયોના સાહિત્યોથી પૂર્ણ પરીક્ષા આપતાં થતું. વૈશ્યમાં વિદ્યાઓ તથા લક્ષ્મી. શુદ્રને ભરણપોષણ. આ સિવાય પણ ઘણા પ્રકાર હતા પણ તે મનુષ્ય દેહની સુખાકારીથી વિરૂદ્ધ. હાલ આમાંના પ્રકારોમાંથી જોવા જતાં શું છે, તે શોધી વિચાર કરી

એ તો જણાય કે, ગણપતિનો દેહ મનુષ્યનો અને મુખારવિંદ હાથીનું, તે પ્રમાણે બ્રાહ્મણ નામ ને અતિ શુદ્રથી અધમ કામ છે, તેમાં સાચા બોલનાર સર્વના શત્રુ થાય તેમ છે. સર્વ સત્યાનાશનું મૂળ ફકત આજ છે, સત્ય માનો. હાવે તુરત આજ જમાનામાં હરિ મળે તેવો ઉપાયનો ભાવ સાંભળોઃ—

દુહો.

ધન સબ ધુળ સમ જાણીએ, સ્ત્રી મબ જાન હરામ,
શુદ્ધ દીલસે હરી જો ભજે, મગ્ન મીલે ઘનસ્યામ.

હે રાજન ! ઇશ્વરને ભજવામાં તદાકાર એક વૃત્તિથી શુદ્ધ દીલની જરૂર છે, તો પોતાનું ધન પણ મોહ પમાડે છે અને જમાનાની જબરાઇનાં પોતાની સ્ત્રીઓ પણ મગજ ખાઇ જાય છે. મહત્ પુરૂષ તુલસીદાસજીના સમય વખતને આજનો સમય સરખાવતાં તે દીવસની પરસ્ત્રી હાલની પોતાની, તે વખતનું પરધન અને હાલનું પોતાનું ધન; પણ પરથી પોતાનું વધારે મગજ ભ્રમણ કરી નાખનાર છે. સાર એજ કે, શરીરસત્વ તથા મનોબળને ઇતર જવા ના દેવાં અને પોતાનાથી સંતોષ માની સૃષ્ટિ સર્જનહારનું સદાકાળ સ્તવન કરવું, જેથી તેજ પૂળે પણ હાલ મહાન રાજાની તીજોરી કારકુન તે દ્રવ્યને પથ્થરજ જાણે છે અને પોતાના એક પૈસા માટે ઉમ્મર ગુમાવે છે અને પરસ્ત્રીના અભિલાષીના મગજ કરતાં આપની સ્ત્રીના ધણીના ભેજાં ભૂકા થઇ ગયેલ છે તાત્પર્ય

તો એજ કે, તેથી કોઇ સુખી, સત્ય ધર્મવાન કે, ઇશ્વર પદને અવલોકનાર નથી. એ તો સૃષ્ટિના જીવન ટકાવવાનાજ રસ્તા; નહિ તો એમાંથી ઇશ્વર પામવાના હાલના જમાને ઉપાય શોધન કરનારને ઉપરનો દુહોજ યોગ્ય છે, પણ અજ્ઞાનો તેમ નહિ કરે. પ્રેમને પણ નહિ જાણે, કહેલું પણ અવળું માનશે તથા ચાલુ વર્તનથી પોતે પતિ પરમેશ્વર થવા મળશે તેઓને પરમેશ્વર થવા દે. જો કે, તે કેવા થાય છે! જેમ નારદજી સ્વયવરમાં જવા પરમેશ્વર થયા હતા, તેમની કેટલી પાયરી અને આપની જોઇ જીવ છોડ પ્રપંચ !

---

# હરી હીરાની કીંમત જાણી સેવન કરો.

હરકોઇ વસ્તુને તેનો ગ્રાહક તેના ગુણ દોષ જાણ્યા સિવાય રાખે છે, તો તેને ગુમાવી દેતાં વાર કરતો નથી. તે પર દૃષ્ટાંતઃ—

શ્રી નર્મદાજીના કિનારે વયોવૃદ્ધ થએલ એકવચ્છ ત્રવાડી નામના બ્રાહ્મણે પોતાના જન્મ સાફલ્યતાને માટે યજ્ઞ કરી પોતાની પાસે સ્પર્શમણી હોવાને લીધે, તેનાથી નીપજાવેલ લોહનું કાંચન અતુલિત ઘણું અનેક બ્રાહ્મણોને દાન કર્યું. સંતતી ન હોવાથી અજ્ઞાન એવા પોતાના પૂજ્ય ભાણેજને તે સ્પર્શમણી દાનમાં આપી કૃતકૃત્યતા માની સંતોષથી યજ્ઞ કાર્યમાં ગુંથાયો. નર્મદાજીના કિનારા પર આવેલ એ યજ્ઞ ભુમિમાંથી મૂર્ખ છોકરો બહાર રમવા ધનાઢયનાં છોકરાંઓને યથેચ્છ સ્વચ્છંદી વર્તતાં મૂર્ખાઇ કરતાં પણ અધીક મનુષ્યો મહત્ત ગણી તેજાંધ બને છે, કહ્યું છે કેઃ—

श्लोक

* मूर्खोपी शोभते तावत सभायां वस्त्र वेष्टीता ।
ता यच्च शोभते मूर्खो यावत् कांचीत भाष्यते ॥

ભાવાર્થઃ—વસ્ત્રોથી શણગારેલો મૂર્ખ પણ સભામાં શોભે છે; જ્યાં સુધી એક પણ વચન બોલ્યો નથી, ત્યાં સુધી,

**श्लोक.**

* हेलक्ष्मीक्षणुकेस्वभावचपलेवीदवस्तुर्वांमन्मरा ।
नाहंमत्सरणीनचापीचपलामूर्खोनमेव्रलुभः ॥
मूर्खेशुद्रव्यंददामीसततंतत्कारणंश्रुयतां ।
विद्वानसर्वजनंशुपुर्जीततनुंमूर्खस्यकास्यादूगती ॥

ભાવાર્થ:—હે લક્ષ્મી ! ક્ષણિક અને સ્વાભાવિક ચંચળતા, સ્વભાવવાળી તું વિદ્વાનો સાથે કેમ વેરવાળી છે. લક્ષ્મી કહે છે કે, હું વિદ્વાનો સાથે વૈરવાળી નથી, તેમ મૂર્ખ મને પ્રીય પણ નથી, પણ હું મૂર્ખ મનુષ્યોમાં વિશેષ દ્રવ્ય આપું છું. તેનુ કારણુ સાંભળો:—

વિદ્વાન સર્વ મનુષ્યોમાં પૂજ્ય શરીરવાળો હોય છે, તો પછી મૂર્ખાઓની શું ગતિ થાય !

આધુનિક બ્રાહ્મણોમાં બ્રહ્મજ્ઞાન, રૂપજ્ઞાન, કેવળ સ્વાર્થ, દંભ, દ્વેશ, મૂર્ખતા, મશ્કરી, ઢોંગ વિગેરે દુર્ગુણોનુ હોય છે. તેઓએ પેલા ઉચ્છંખલ છોકરાને ચઢાવી કહ્યું કે, અમોને તારા મામાએ કેટલું દ્રવ્ય આપ્યું અને તું કે, જે તેનો સગો ભાણેજ તેને આ પથ્થરો આપ્યો ? અમોને તે આપ્યો હોત તો પાણીમાં ફેંકી દેત, આવાં વચનોથી ક્રોધ પામી તે છોકરાએ નજીકમાંજ આવેલા નર્મદાના ધરોમાં તે મણી નાખી દીધો. આ ખબર વચ્છ ત્રવાડીને મળવાથી પશ્ચાતાપ પામી શોધ

કરાવી, પણ નિષ્ફળ ગયા.

આ દૃષ્ટાંત બનેલ બનાવ છે, તેનો ભાવાર્થ એજ કે, કિંમત જાણ્યા વિના અમુલ્ય વસ્તુને અજ્ઞાન માણુસોના ગ્રહણુ કરવાથી પણ તે નકામી છે. વળી,

દૃષ્ટાંત—એક શ્રાવક વાણીઓ વ્યાપારાર્થે બહારગામ જતાં રસ્તામાં એક મહાન જંગલમાં આવ્યો, ત્યાં તેના જોવામાં આવ્યું કે. એક મહાન વડવૃક્ષની નીચે એક પારધી પોતાની જાળ પાથરી, તથા તેની દોરી પોતાના હાથમાં રાખી દુર બેઠેલો હતો, જંગલમાં પક્ષીઓ જાળમાં રહેલા દાણાને ખાવા માટે બેસતાં હતાં, તેને પકડીને તે પારધી પોતાને ત્યાં લઇ જઇ મારી નાખતો. એ બનાવ વાણીઆના જોવામાં આવ્યાથી તે અહીંસા ધર્મને જાણનાર વણીક દુઃખને પામ્યો. ગંભીર વિચાર કર્યો કે, જો એ પારધીને સમજુતથી, દ્રવ્યથી કે દંડથી એ કામ અટકાવવા ધારીશું તો તે વ્યર્થ છે, માટે કાંઇ બુદ્ધિ ચલાવવી. વધુ વિચાર કરી તેણે એક પોપટ પાળ્યો, તેને ફક્ત એકલું મુખપાઠ કરાવ્યું કે, “ભાઇઓરે જંગલમાં જઇએ નહિ, જો જઇએ તો ઝાડપે બેઠીએ નહિ, જો ઝાડપે બેઠીએ, તો જાળમેં ગીરીએ નહિ, જો જાળમેં ગીરીએ તો, ચુન ચુનકે દાણા ખાઇએ નહિ, જો ખાવોગે, તો મરજાવોગે.” એટલાં વાકય પોપટ હરનીશ સ્મરણુ કરતો થયો, ત્યારે તે વણીક અત્યાનંદસહ તે પોપટને પિંજરામાં લઇ પૂર્વ જંગલના વડ પાસે ગયો. પારધી પણુ તે દીન મુજબ

હાજરજ હતો. વાણીએ મનમાં ધાર્યું કે, આજથી પારધીનો નિર્વાહના માટે હિંસા કર્મનો વેપાર બંધ પાડું છું, એમ ધારી તે પોપટને પિંજરામાંથી છોડયો તુરતજ તે ઘણા દિવસનું ઘેરાએલ પંખી ઉડી તે વડપર બેઠું. જે શબ્દો મુખે પાઠ કરાવેલ છે, તેનો મોટા સાદે પાઠ કરે છે. વાણીઓ વિચાર કરે છે કે, ઝાડ ઉપર બેસવાની મનાઇ મેં શીખવી છે, છતાં એ કેમ બેઠો. હોય ! વખતે ઉપદેશ કરવાને અજ્ઞાન પંખીઓમાં જવું પડે, તેના ઉપદેશ શબ્દો સાંભળતાં છતાં એક પછી એક પંખી જાળમાં પડવા લાગ્યાં. જાતે તે પોપટ પણ ઉચ્ચાર કરતો કરતો જાળમાં પડયો તથા દાણા ખાવા લાગ્યો, વણીકની અજાયબી સાથે તે પારધીની દોરી ખેચ્યાથી, અનેક પક્ષીઓ સહ તે પોપટ ઝલાયો. તેને લઇ પારધી પોતાના રહેઠાણ ઉપર ગયો. સારાંશ પોપટની માફક ધર્માર્થ, કામ, મોક્ષના ખરા કારણોને નહિ જાણનાર ઉપદેશકો, અન્ય જનોને જ્ઞાની લોકનો બનાવેલ ઉપદેશ ભેદ જાણ્યા વિના કહે છે, પણ અધર્મવર્ધક પાયમાલી પારધીના પંઝામાં આવી ફસાયાજ કરે છે. જોકે, હરી સ્મરણનો શ્રય ફોકટ જતો નથી પણ જ્ઞાનથી ગ્રહણ કરતાં તેનું સાફલ્ય છે. તે પર વિવેચનઃ-

## " હિંદુ ધર્મમાં ગાયને પાળવાની ફરજ. "

હિંદુ ધર્મના અભિમાનથી સુજ્ઞ જનોને દહેશત દેખાડનારા તથા ધર્મપદ્ધિના અધ્યક્ષોને હાલ આપણે કહીશું કે, ભાઇઓ ! ગૌહત્યા થતી અટકાવો, અને જે ગાયો ઘાસ વિના

મરી જાય છે તેને પાળો. ત્યારે એવા ધર્મના નિમિતે ઉદર ભરનારા કહે છે કે, અમને તો ખાવાનું મળતું નથી, ને અમારે માંથેથી તકરારનો નિકાલ કરવાને દમ નથી, તે અમો એ ધર્મને શી રીતે સાચવીએ. કલિયુગ આવ્યો છે, તેથી ગૌ–બ્રાહ્મણોને દુઃખ છેજ, એ કોણ સમાવે. અમે અમારૂં કરીએ કે, ગાયોની ફીકર રાખીએ !

એવા મૂર્ખ ધર્માધ્યક્ષોને સર્વજ્ઞ ધર્મોપદેશક વૈદિક ધર્મ કર્તાના અંતરવૃત્તિના ખરા લખાણથી આજ્ઞાઓનું જ્ઞાન કયાંથી હોય કે ગાયનેજ પાળવાથી સર્વવસ્તુ મળે છે. તેપર દૃષ્ટાંતઃ—

એક નગરમાં એક ધનાઢય વણીક પોતાની સ્ત્રી સાથે વસતો હતો, તેને પેટે કંઇ પણ સંતાન ન હતું. તેની અઢળક લક્ષ્મીમાં વિશેષરૂપ સ્પર્શમણીનો વાડકો તેની પાસે હતો. ઉત્તર અવસ્થાથી મરણ દુઃખને જાણી વણીકે તે વાડકાને પુણ્ય દાન કરી દેવા વિચાર કર્યો એવા વખતના અનુસાર એક નિર્માલ્ય બ્રાહ્મણ સ્ત્રી સાથે ભિક્ષાર્થે ફરતો તેના ઘર આગળ આવ્યો. તે બ્રાહ્મણને લાયક જાણી વણીકે તે સ્પર્શમણીના વાડકાની અંદર એક મિષ્ટ લાડુ તથા એક સુવર્ણ મહોર મૂકી તે બ્રાહ્મણને દાન દીધી. બ્રાહ્મણ તે લઇ ચાલ્યો ગયો. લાડુનો આહાર કરી સુવર્ણ મહોરનો પણ વ્યય થઇ જતાં તે ભીક્ષુક ભીક્ષા માગતો થોડાક દીવસ પછી તેજ શેઠને ત્યાં આવ્યો. વણીક પત્ની તે બ્રાહ્મણને દેખતાંજ તથા તે પોતાના દાન કરેલા સ્પર્શમણીના વાડકાને જોઇ આશ્ચર્ય પામી પોતાના

પતિને તે હેવાલ કહ્યો. તે વણીકે બ્રાહ્મણને કહ્યું કે, "પારસમણીને વાડકે ભટજી ભાગો ભીખ" અર્થાર્થ-હે ભટજી ! સ્પર્શમણીનો વાડકો કે જે લોઢાને અડકાડતાંજ તેનું સુવર્ણ બની જાય, તે વાડકામાં દાણા ઉઘરાવો છો એ નવાઇ જેવું છે ! ભટજીને ભેદ સમજાવ્યો, જેથી લોખંડનું સોનું બનાવી ભટજીએ દારિદ્ર ટાળ્યું. તેમ ગાયને પાળવાથી બને છે ગાયની લાગણીની ખાતર નહીં પણ તમારા સુખની ગરજે ગાયોને પાળો. જુવો ગાયને ખાવા પરમેશ્વરે ઉત્પન્ન કરેલું ઘાસ વિના કીંમતે મળે છે, તેને તમોએ કપાસ વિગેરે વાવી ઉગતું બંધ કર્યું તે કપાસથી ઝીણી નજરે જોતાં જણાશે કે, જે નુકશાન થયું છે; તેવું કોઇ પ્રાચીન આસુરોએ કર્યું નથી. ગાયરૂપ અમૃતદાતા મશીનને મેળવવા લાખો કરોડો રૂપીઆ ખરચ થતા નથી. અનાજ પકવવા તથા વાહન સારૂ બળદોને તે આપે છે. જે માણસ એક શેર દુધ હમેશાં ખાય તેના શરીરમાં જે બળ આવે છે તેનો અનુભવ લીધા પછી વિચારવુ કે, કરોડો ગાયો જે આર્ય પ્રદેશમાં છે, તે સઘળોનું દૂધ, દહીં, માખણ, ઘી વિગેરે પુષ્ટિક પદાર્થ સચવાય તો કેટલો નિપજે, તે પદાર્થ કેટલી જુજ કીંમત વિના સર્વને મળે. તે અમૃત પાકના ભોકતાનું કેટલું બળ, બુદ્ધિ તથા આયુષ્ય વધે, બળ-બુદ્ધિવાનને શી વસ્તુ મળવી અશકય છે. ખોરાકથી આસ્તિકય મળેલા નર વિરોને-ભીમસેન, ચામુંડરાયનાં પરાક્રમો હાલના નિર્વિર્ય કાગદી જવાનોની માફક આશ્ચર્ય ન પમાડે તથા જુઠ્ઠા ના લાગે પણ તેનાથી વિશેષ કરી બતાવવા સમર્થ

બને. પુષ્ટ ખોરાકથી વ્યાયમ્ કરેલ દેદિપ્ય બદનવાળા પુરુષોને કપડાંના કાજીને બનાવેલા પોશાકોથી આધુનિક વેષ્ટિત રમકડાં જેવા મરદો થઇ રહેવું ન પડે તથા તે વૈદ્યોને દલેલ કરવા જાય નહિ અને સખીમર્દો થઇ દાળિદ્ર દુ:ખમાં જન્મ ગુમાવે નહીં. આ તાદ્રશ્ય ફળથી અનંત ફળ ગાય આપનાર છે. તે ધર્મથી પાળવા લાયક દૈવી પ્રાણી છે, તેનામાં રહેલા ધાર્મીક ગુણો દિવ્ય દ્રષ્ટિ વિના જાણવા મુશીબત છે, જેથી જ્ઞાનવેત્તાઓએ ગાયનું પાલન કરવા ફરજ પાડી. તે ન પાળવાથી થતાં દુ:ખ દ્રષ્ટિગોચર થાય છે પણ અજ્ઞાની મનુષ્યો સમજતા નથી. સમજદારની વાતને ગ્રહણ કરતા નથી, જેથી નીચેના દ્રષ્ટાંત મુજબ બને છે.

એક ચામાચીડીયું દૈવ ઇચ્છાથી દિવસના પ્રકાશમાં દેખતું થયું, ત્યારે તેણે પોતાના જાતિ ભાઇઓને કહ્યુ કે, દિવસે સૂર્યનારાયણ તથા બીજી અનેક વસ્તુઓ એવી તો સુખાકારી જણાય છે કે, તેની મઝા કહી શકાય તેમ નથી. એવા વિચારોના બોલવા પરથી તેના જાતિ ભાઇઓ તેની વિરૂદ્ધ મત કરી વિવાદ કરવા લાગ્યા; કારણ તેઓ દિવસે દેખી શકતાં નહોતાં. એ તકરાર વધી જેથી નિશાચર પ્રાણીઓના અધિકારી વાગોલો પાસે તેઓ ગયાં, ત્યાં પણ તેનો ન્યાય ન થવાથી સર્વે મંડળ નિશાચર પક્ષીરાજ ઘુવડ પાસે ગયું. ત્યાં તે સર્વનું બ્યાન સાંભળી દિવસે નહિ દેખી શકનાર ઘુવડે તે દિવસે દેખનાર ચામાચોડીયાને, એને વાયું થવાથીં ગાંડું થયું છે ઠરાવી ડામ દેવા હુકમ કર્યો. લાચાર બિચારા ચામાચીડીએ દહેશત પામી

પ્રપંચ કરી હસી દેઈ કહ્યું કે, હું તો ગમત માટે એવું કહેતું હતું, તે બધું જુઠું છે એમ કહ્યું, જેથી તેને છોડી દીધું પણ હે રાજન ! હમ ઋષિલોક પ્રભુ ભકતન કૈસે હે. સુનોઃ—

## દોહરા.

ભક્તનકા મન નમ્ર હે, યોગીકા મન વજ્ર;
ભક્ત ક્ષમા દેકર સહે, યોગી જલાવે નજ્ર. ૧
પ્રભુ ધ્યાન ધરશે નહીં, ચિત જ્ઞાનોદધી નાહી;
અંતકાળ વેળા થશે, મગ્ન સંભારે તાંહી. ૨
જગ લીલા જોઈ ઘણી, તેહ તણું એ તક્ષ;
ભાવે ભજો ભગવંતને, ગુમાવશો નહીં વક્ષ. ૩
હું જે કામ કરી શકું, તેવા તમ કદી થાવ;
તેગ લઈ અમ સારીખા, ગોવિંદના ગુણ ગાવ. ૪
કરવું કરવુ સહેલ છે, કઠણ કાઢવો પ્રાણ;
પરમારથમાં પાડવા, સમજે મગ્ન મન લ્હાણ ૫
જગત ભેદ ઝાઝા સહું, પ્રભુએ ભરીઆ શીશ;
બીજા કંઈ કીધા નહીં, જોયુ મોક્ષની દીસ. ૬
ગુરુ ભેદ જ્ઞાનોદધી, સમજે સ્વર્ગે જાય;
કિલષ્ટ અર્થ મનમાં કરે, તો તે વિરુદ્ધી થાય. ૭
દેહ તણા કૃત શુભને, દેહ કરે છે કામ,
મગ્ન પ્રભુથી મેળવ્યો, અંતર આત્મારામ ૮
કર્મ કારણ આ દેહના, સહસ્ત્ર ભાગ કદી થાય,
મગ્ન મગ્ન મનમાં રહી, ગોવિંદના ગુણ ગાય ૯

દંભી ક્રોધી હું નથી, નામ અર્થ કરૂં સત્ય;
જેર જન જેવા ભાવના, તેવા તેના પ્રત્ય. ૧૦
વેશ ધરે નાટ્યાગૃહે, સ્ત્રી જોગી કે રાય;
કો પ્રેક્ષક પરખી શકે, અસલ જાત આ થાય. ૧૧
જેના પાઠ આપ્યો પ્રભુ, પૂર્ણ ભજવવા દાસ;
અધીપતી રહેમનજર રહે, પહોંચાડે સહુ આશ. ૧૨
જગત સુખને કારણે, સત્ય હરાવા હાશ;
આત્મા સાર્થક સારવા, ન ગણુ સુખદુખ દીશ. ૧૩
જ્ઞાન ગુરૂ કીરપા થકી, પામ્યો જેહ પ્રસાદ;
મગ્ન પ્રેમ ધરી વર્ણવ્યું. કાવ્ય તણો નહીં નાદ. ૧૪
જગત જણાવું જાહેરે, ધારી એવો ભાવ;
જે જન જુકતે જાણશે, દીસા મગ્ન મન ઉછાવ ૧૫
એક ધ્યાનથી આચરૂ, મોક્ષ કથા રસ ભાગ;
દિ પારા નીરખવા, લેશો નહીં કંઇ રાગ. ૧૬
પ્રેમ ભક્તિ પ્રભુના કરી, સ્વર્ગે જાવા ચાહો;
જ્ઞાનોદધી ડુબકી દ્યો, પુરણ પ્રેમે નાહો ૧૭
જોશો નહીં જન મુજને, કાવ્યે રાખો ભાવ,
મુંને પછીથી પેખજો, તહાં સુધી દુર રહાવ. ૧૮
ચાકર રાહુ પ્રભુ તણો, ડીટકટીવ દરબાર;
તે દ્રોહીને તાડ તો, કે સમજાવું સાર. ૧૯
આમમાં વેશ રહ્યા ઘણા, કરીએ બહુધા દાવ;
હરી હુકમ હ્રદયે ધરી, લઇએ પુરણ લ્હાવ ૨૦
દેખા દેખી આમ તણી, કરે કદી કો જન,
અજ્ઞાને દુઃખ ભોગવે, રઝળે વગડે વન. ૨૧

હું સેવક શ્રીરામનો, તેના દાસનો દાસ,
પુજ્ય ભાવ હૃદયે ધરૂં, પહોંચાડું મન આશ. ૨૨
કોટયાધીપતી કો થયા, સુખ વૈભવને સાહી;
આયુષ ઉમ્મર અલ્પછે, રામ ભજો મુજ ભાઇ. ૨૩
એક ચિત્તથી આદરો, પ્રભુ ભક્ત શું ભાવ.
શુભા ચર્ણને સાચવો, તુર્ત તેજ તમ થાવ. ૨૪
જ્ઞાનાદથી ગુણ ગ્રાહીને, વરતે તેહ પ્રમાણ;
ધર્માર્થ કામ મોક્ષને, સહજ મેળવે જાણ. ૨૫
મનુષ્યા દેહને જાણવા, સકળ સારનો સાર.
કુદન કાઢી એહમાં, ભર્યો ન કીધો ભાર. ૨૬
વાંચ્યા જન વીગતે કરી, તારો ભવમાં નાવ.
મગ્ન મગ્ન મનમાં થશે, આવી લીધો લહાવ. ૨૭

## ચોપાઇ.

સત્ય ભક્તને નામું શીશ, એજ મતી આપી જગદીશ,
રામ ભક્તના હૃદયે રહે, મગ્ન મુરખી તેને કહે. ૧
જોવું નહીં હું ઝાઝો વેશ, સત્ય હશે તે તેને કહેશે,
મોટમ દાદ અંજાઉ નાહીં, મહંત પદ કદી ગોશ લહી. ૨
સત્ય વિના નવ નામું શીશ, જગત ભલેને કરતી રીસ,
કરગરી રહું હું પ્રભુની પાસ, તેહ તણા દાસાનુ દાસ. ૩
અન્ય સાથ અક્કડ થઇ રહું, દુરીજન પાસ આવે નહીં બહું,
દુષ્ટ જનોનો ફેકું દામ, એવી હૃદયે રાખું હામ. ૪
બ્રાહ્મ ક્ષત્રી શુદ્ર કે વૈસ્ય, સરવેની ગત આપી ઇશ,

સત્ય ઠરાવ્યા શ્રી જગદીશ, કરૂં નહીં કદી જાગે થીશ. ૫
જે જન અતીશે ઢોંગજ ધરે, તેમાં સહુ અંજાઇ મરે;
ઢોગી થઇ દુનીયામાં ફરી, નાખી ભક્તિ ઉંધી કરી. ૬
બ્રહ્મ કર્મ ઉપદેશજ કરૂં, ક્ષત્રી ધર્મને માટે મરૂં;
વૈશ્ય ભક્તિ પ્રભુ સેવા કરૂં, શુદ્ર દાસ એ નામજ ધરૂં. ૭
જેહ વિભુતી આપે ઇશ, તેમ પ્રકાશ વધે તે દીસ;
એમ પ્રભુ રસ પાઇ પીશ, સમજુ જન નવ કરશો રીસ ૮



# હરિ હીરાની કીંમત કહી શકાય તેમ નથી.

ઘણે ખરે ઠેકાણે સાંભળવામાં આવે છે કે, ઉપદેશકો હરિ ભજો ! હરિ ભજો ! ! એવા શબ્દોનાં આવર્તનો કર્યા કરે છે, છતાં તેને પાળનાર જવલ્લેજ થાય છે તથા તે પાળનારા દુઃખીયારા જેવા દેખાય છે. વળી કેટલાક તો ભકિત તથા ઇશ્વર સ્મરણનુ નામ લેતાં જાણે પોતાને દુઃખના દરિયામાં ડુબવું ન પડતું હોય ! તેમ નાસે છે. આવાં કારણોનો ખરો તપાસ કરતાં સત્ય મૂળ હાથ આવ્યું કે, ઉપદેશકો મુમુક્ષુઓને વૈરાગ્યનોજ ઉપદેશ કરે છે, જેથી અર્થ, કામાદિકથી આનંદ માનનારા મનુષ્યજનો ભકિત ઉપદેશકનું નામ સાંભળતાંજ નાસવા માંડે છે અહાહા ! શું મૂર્ખતા ભરેલું છે કે, સર્વ સુખ વસ્તુના ભંડારરૂપ ઇશ્વરનું નામ લેતાં અને તેમના દરબારમાં જતાં દુઃખ કેમ ભાસે ! જેની પત્ની લક્ષ્મી કે જેની પાસે તે સહજ હોય તો આનંદ-આનંદ કરે છે તો સપત્નીક ઇશ્વર સર્વ સદ્દગુણ સુખમય કે, જેને મેળવવાને માણસોને કુદરતિજ ખેંચાણ હોય છે, તેવા ઇશ્વરને ભજવામાં દહેશત, દુઃખ કેમ આવે ! તેમાં કાંઇ દુઃખ પડતું જણાતું નથી, છતાં પોતાના અજ્ઞાન બળે તેમાં અવળું જોઇ દુઃખી થાય છે.

હાલ આપને આ વિષયથી પુરતો ભેદ સમજાઇ શંકા નિવારણ થતાં વિશ્રમ લાગશે પણ મારા આ ગ્રંથના પુરા લખાણના ભેદો મગજમાં આવેથી નિઃશંક મગજ આપોઆપ થશે તથા શું કરવું અને શું ન કરવું; તે મર્મ સહજ સમજાશે.

ઇશ્વર અવતારોથી માંડીને, અલ્પ જીવ સુધી હરકોઇને સુખનીજ ઇચ્છા હોય છે. દુઃખ મળવાની હોતી નથી. મારા લખાણમાં આગળ (બ્રહ્મ શું છે.) નો વિષય ધ્યાનમાં લેશો, ત્યારે આપને તુરત સમજાશે કે, ઇશ્વર સ્મરણ કરવાથી આપણે જે ઇચ્છા ધારીએ તે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ અને એનાં અનેક રૂપથી થએલી સુખની શાખાઓ સફળ થાયછે. તેના ખરાપણાનો મુદ્દો આગળનું લખાણ ધ્યાનમાં લીધે જણાશે અને ત્યારેજ ખબર પડશે કે, અનેક ભકતો આવા દુરગુણી હતા, તે પણ આવી ગતિને પામ્યા. એમ ઉપદેશકો કહે છે, તે સત્યજ છે. પણ હાલ આગળ મોઘમ રહેલા લેખનો ઉપદેશ કોઇને નહિ ખબર હોવાથી, અનેક આખ્યાનો તથા ભેદોને સત્ય લાગતાં શંકા આવે છે. ઇશ્વર સર્વ ઠેકાણે છે, સર્વ જગ્યામાં છે. પણ કોઇ જગ્યામાં વધારે સબળ અને કોઇ જગ્યામાં આછા હોવાનું કારણ માણસનું ભક્તિભાવથી થવું છે. ઇશ્વરને ભજતાં જે ધારો તે મળે છે, તેની શંકા નિવારણ થશે.

વિદ્યાને ભજનારો વિદ્યા મેળવે છે. લક્ષ્મીને રાત દિવસ

મેળવવા ઇચ્છનારો તેમાં ફળીભુત થાય છે. હુન્નર, કામ, ભવ્યતા, બુદ્ધિ, બળ, વિગેરેના ઇચ્છનારની તે વિષયના ભગવાનની વિભૂતીઓ પ્રત્યે ખરી ભક્તિ હોય છે, તો તે પણ તેને પ્રાપ્ત થાય છે. કલેશ, દુઃખાદ, શોક, નીચ વસ્તુને ભજનારાને તે પ્રાપ્ત થાય છે. એ સર્વ ઇશ્વરી કૃત છે; છતાં દૈવી, આસુરી, ( સારૂં–ખોટું ) એવા બે ભેદ છે. જેથી દૈવી વિભૂતિના અભિલાષીઓને તે વિભૂતિઓ પ્રાપ્ત થઇ હરનીશ વૃદ્ધિ પામી શાક્ષાત પરમ પુરૂષને મેળવે છે.

જ્યારે આસુરી વિભૂતિઓને ચહાનાર, અસુરરૂપ થઇ દુઃખ ભોગવી અંતે નાશ પામે છે. એવા અસુરો કે, જેઓના હૃદયમાં ભકતોને અત્યંત આનંદને આપવાવાળા શ્રી રામ તથા શ્રી કૃષ્ણના સ્વરૂપ જો કે, પ્રાણના નાશની ધાસ્તીરૂપે ઝંખનામાં જામી ગયાં. તે મર્ણ વખતે તદાકાર ઇશ્વરને ઝંખનારા રાક્ષસો મોક્ષનેજ પામ્યા; કારણ બ્રહ્મમાં જીવ જતાં જે વાસના પ્રબળ હોય છે, તેજ સફળ થાય છે.

રાક્ષશો કે, જેઓ કેવળ આસુરી પ્રકૃતિનો વિચાર રાખી ઇશ્વર સ્મરણ કરી વરદાન મેળવતા કે, જે વરદાન આપે તેનેજ મારવાની વાત, તો પણ તેમને તેમના શ્રમની સફળતારૂપ " અસ્તુ " કહી વરદાન આપતા અને તેના દુનિયાને તથા પોતાને નડતર કરતાપણાને રાખવા, તેને ક્ષય કરવા વરદાન ભાવથી નવીન અવતાર ( સ્વરૂપ ) લઇ તેમનો સંહાર કરતા. તો ઇશ્વરને ભજવામાં શું ન મળી શકે એમ છે, માટે હર-

કોઇ ઇચ્છાવાળાએ પણ ઇશ્વર સ્મરણ નાણું ખરચવું, તોજ બીજો માલ મળશે. કલિયુગના મહાત્મના કારણના લીધે, સત-ધર્મના મનુષ્ય સમાજમાં તથા ધર્માલય, દેવાલય, તીર્થધામ વીગેરે જગ્યોમાં સત્ધર્મ તે નાશ કરનાર સબળ અસુરો ધર્મ પદ વિના અધિષ્ઠાતાની જગ્યાઓએ દેહધારી થઇ રહેલા હોય છે, જેથી તેઓના દુષ્ટ કર્મો જોવામાં આવ્યાથી, કેટલાક મુમુક્ષુ-જનો ટુંકી દ્રષ્ટિના કારણથી દહેશત ખાઇ તે પુરાતન ધર્માલયો ધર્મક્ષેત્રોનો ત્યાગ કરે છે.

દેવ મૂર્તિઓમાં દેવાતન આવવું, તીર્થમાં પાપ નિવૃત્ત થઇ શકે એવો ગુણ આવવો, એ સર્વ મનુષ્યનાજ સદ્કર્મનું કારણ છે. એક જગ્યાપર ઇશ્વર સ્મરણના સંગીત વાદ્યોથી થતા ઘોશોથી તે જગ્યાનું જે સદ્સ્વરૂપ થયું હોય તે જગ્યા-એ રડાપોટ-ક્લેશનો વાસો થાય તો તે જગ્યા પૂર્વ સ્વરૂપ બદલી કેવળ સ્મશાનરૂપ થઇ જાય છે. મહાન પવિત્ર સ્વચ્છ રમણીય દેવાલયની જગ્યામાં હીંસાર્થીજન વસે તો તે જગ્યા નર્કકુંડરૂપ ધારણ કરે છે. સદ્વિચાર સદ્આચારથીજ મા-ણસો પોતાના શરીરનું તેજ, ઐશ્વર્ય, બુદ્ધિ, બળ, પરાક્રમને વધારે છે. નહિ કે, તે ખોરાકથી યા મૂર્ખતાથી ભોગવતા વૈભવોથી બને. અલૌકિક રમણીય ભૂમિ નજરમાં પડતાં મહા-ત્માઓ તે જગ્યોપર નિવાસ કરી પોતાના સદાચરણોથી તે ભૂમિની ભવ્યતા, તથા પવિત્રતામાં વધારો કરતા, જેથી અન્ય દોષીત મનુષ્ય તે જગ્યાપર આવવાથી, પોતાના હૃદયને પવિત્ર કરવા સાફલ્ય થતાં તે જગોપર પણ કામ, ક્રોધ, લોભ, મોહ,

મદ, મત્સર ( દ્વેષ ) ના સ્વરૂપમય આસુરી મનુષ્યો ધાર્મીક પદવીના વારસાઇ હકો ધરાવી વસ્યા. તે ક્ષેત્રના ખરા સ્વરૂપને નહિ જાણી દુરાચરણોથી, પોષાણ કરવા ધંધારૂપ ધમાલ મચાવી જે કર્તવ્યો કરાવવા લાગ્યા, કે જે આપશ્રીની નીધા બહાર નહિજ હશે ઇશ્વર કુદરત મનને પવિત્ર કરનાર અલૌકિક પદાર્થોની પાયમાલી પ્રવૃત્તિ ઉત્પાદક માયીક વસ્તુઓનો જથો તે જગ્યોપર રજુ કર્યો, જેથી ધર્મ ક્ષેત્રોનું મુખ્ય તેજ નાશ પામ્યું. કુસંપ, કલેશ, દાળિદ્ર દુઃખનું નિવાસસ્થાન થયું. એવા દેવભૂમિ ભારતક્ષેત્રમાં ઋષિઓને સમાધીસ્થાન, ક્ષત્રીઓને યજ્ઞાદિક ઉપાયો, બીજાઓને પૂજન સાહીત્યો. મળવાનાં મુશીબત થયાં, જેથી મહાન તત્વવેત્તા ત્રિકાળ દર્શી વેદ પુરાણ કર્તાનો આજ્ઞાનુંસાર કેવળ ઇશ્વર સ્મરણમાંજ સફળતા રહી, જે કરવાને દરેક જગ્યો દરેક વખત અનુકુળજ છે, પણ પવિત્ર દેહ મનથી, એકાગ્રભાવથી તે તાત્કાળીક સાફલ્યતા આપે છે, તો તેવું મન કરવા પ્રયાસ કરવો.

ઇશ્વર સ્મરણના મહાન ગુણને નહિ જાણનાર, તે ઇશ્વર સ્મરણ કરવાની પહેલા વર્ગની નિશાળના બેવકુફ નાદાન વિદ્યાર્થીઓને જોઇ તેના દુર્ગુણોને ધ્યાનમાં લાવી અનેક સુજ્ઞજનોને તે દુર્ગુણનું બ્યાન કરી તે નિશાળમાં ભણવા જતા અટકાવે છે અને મહંતે બનાવેલુ વાકય કે ( જયાં લાગી આત્મા તત્વ ચિન્યો નહિ ત્યાં લગી સાધના સર્વ જુઠી ) એ વાકય કહી પોતે બ્રહ્મ પદવીને પહોંચેલ હોય તેમ મિથ્યા

વિતંડા વિવાદ કરે છે. તે દાંભીક, હૃદયશુન્ય ઇશ્વર સ્મરણના ખરા ગુણથી અજ્ઞાનજનને કયાં ખબર છે કે, એ જણાવેલા વાકયમાં સાધના જુદી એમ જણાવે છે, તો તે સાધના કરનાર કર્મકાંડ યોગવાળાઓને માટે આત્મ ચિન્હવાનું વાકય છે, પણ ઇશ્વર સ્મરણ કે તેને માટે શાસ્ત્રમાં કહ્યુ છે કેઃ—

श्लोक

* अपवित्र पवित्रांवा सर्वावस्था गतोपिवा ।
यःस्मरंत् पुंडरीकाक्षं सबाह्याभ्यंतरःशुची ॥

ભાવાર્થઃ—અપવિત્ર અથવા પવિત્ર એવી ગમે તેવી અવસ્થાને પ્રાપ્ત થએલો હોય તો પણ જે કમલના સરખા નયન વાળા શ્રીકૃષ્ણચંદ્રનું સ્મરણ કરે છે, તે બહાર અને અંદરથી પવિત્ર છે, તો બાહ્ય તથા અભ્યંતર ( બહાર તથા અંતરથી ) પવિત્ર થવા સારૂ પુંડરીકાક્ષ ભગવાનનું સ્મરણ કરો.

આવાં અને વાકયોથી ભરપુર વેદ તથા પુરાણો ફકત ઇશ્વર સ્મરણનેજ સર્વોપરી ઠરાવે છે, છતાં પેટનું પુરૂં કરવા ભીક્ષુક ભટો તથા દાંભિક દૈત્યો તેને યત્કીંચિત વિષાદમાં ન લેખવતાં કર્મ માર્ગને આગળ કરી તે પણ સફળ નહિ કરી બતાવી ભીક્ષા ભોજનો તથા દ્રવ્ય ધુતી ખાઇ, મસ્ત થઇ, અપાર અધર્મો કરી પોતે તથા અન્યને દુઃખી કરે છે.

## દોહરો.

અંધ જન્મ ભેગા મળી જોવા ગયા ગજરાય,
કોયે પુછ કરે ગ્રહ્યું કોયે ઝાલ્યા પાય.
પેટ પંપાળ્યું કોજને કોપે ઝાલ્યા કાન.
કોટા દંત હસ્તે ગ્રહ્યા ચક્ષુ વિના નહિ શાન.
હોડ હાથ કો ફેરવે કોઇએ ઝાલી સુંઢ.
એમ તપાસી આવતાં વદ્યા વાટે મુંઢ
કો કહે હસ્તી થાંભલો કો કહે હસ્તી સાપ,
સુંઢિયા કોસ સો કો કહે મોધમ જેનું માપ.
લક્કડિયો કો બોલતા કોહી કહેતા કોય,
હોઠ વાળો કહે ચામડું કો કહે સુપડું હોય.
હસ્તિ તણાં એ જુજવાં ઝાલ્યાં હાથે અંગ,
સરવે જાણે સરવનું નહિ હાથીના ઢંગ.
ચાતુર જનકો ચુકવે ન્યાય નિરખીને નેણ,
અંધ આપ મતિયા ઘણા વદતાં વાંકાં વેણ.
એ માફક આ જગતમાં ભગત વેદાન્તી વાદ,
ધર્મી અધર્મી આથડે દેખે નહિ કોઇ દાદ.
જુજવી રચના જગતની સંગ્રહ કરતાં સાર,
ઇશ તણી ઓથે રહી મગ્ન પહોચવું પાર.

ઇશ્વર સ્મરણમાં દ્રવ્ય ઉપાર્જીત થતું નથી તથા પોતાના પાસે હોય તો વાપરે, તેમ કરતાં વૈરાગ્ય ઉત્પન્ન થવાથી રાગ, દ્વેશ, લોભ, માયા, મમતા, અહંકાર નાશ પામતાં ભકતજનને

અહાર કરવાને પણ પુરતું મળતું નથી; કારણ એ માર્ગમાં કેવળ ભક્તિજ છે, દાન લેવાની જરૂર છેજ નહીં. દ્રવ્યની ફીસાદ ઘાલનાર ઢોંગી સમજવો. એવો વૈરાગ્યને પામેલ ભકત પોતાની વાસનાઓ તજી પરબ્રહ્મને મળવા લાયક થાય છે પણ દુર્ગુણ તેજમય દુનિયાના ચક્રમાં ભ્રમણ કરતા જીવોને તેની કૃતિ દુઃખકર જણાવાથી પોતાના સ્નેહી સંબંધીઓને તે માર્ગે જતાં તેનો પ્રત્યક્ષ દાખલો બતાવી રોકાણ કરે છે પણ એવા દેખીતા નિઃસત્વ અનેક ભકતોની સહાય ઇશ્વરે અદ્‌ભુત કૃતિથી કરી છે, તે નજર પ્રત્યક્ષ અનુભવનારને પોતાની નીચગતિના કારણથી સત્ય લાગી નથી, તો હાલના તેના વંશજોને તે કેમ સત્ય ભાસે ? ચોર વાસના હોય તો પણ ભજન કરો, જાર વાસના હોય તો પણ ઇશ્વર સ્મરણ કરો, હિંસા, નિંદા, જુઠ, દુર્વ્યસન વિગેરે અનેક દુર્ગુણો હોય તો પણ તમો આ અલૌકિક ઔષધિનું સેવન કરવાથી નિવૃત્ત થશોજ. દુઃખી હો, દલિદ્રી હો, વ્યાધિગ્રસ્ત હો, ભયાનક હો, ભયગ્રસ્ત હો, શોકાતુર હો, દુર્બળ હો, દીલશુન્ય હો, કઠોર હો, અપંગ હો વિગેરે અનેક દુર્ગુણ દુઃખમય હો, તો પણ ઇશ્વર સ્મરણ સમુહમાં લાભલ્યો, સુખી હો, સંપતવાન હો, સદાચરણી હો, સાલાસ હો, સત્યવાનહો, શુભેચ્છાવાન હો, સ્વરૂપવાન હો, સદ્‌ગુણવાન હો, શોખીન હો વિગેરે જેવા હોય તેવા પણ ઇશ્વરસ્મરણમાં ભળોઃ—

અલ્પ દૃષ્ટિ મનુષ્યો કહે છે કે, સ્ત્રીપુરૂષો સાથે અનેક સ્થળમાં ભકિત ભાવનો જમાવ કરતાં વિકારને વશ થઇ દુર્ગુણ કર્મ શીખે છે, પણ એવાઓને કયાં ખબર છે કે, જ્ઞાન,

વૈરાગ્ય ભકિતના ખરા ઉપદેશ હૃદયમાં જામી ગએલા ગુરૂ ઉપદેશકની નજર તળે કોણ મનુષ્ય કામ, ક્રોધના આધીન રહી શકે, એવા ઉપદેશકની આવા અજ્ઞાન સમાજમાં જરૂર અચુક જોઇએજ; કારણ કે, જેઓના ઉપદેશ કર્તવ્યોથી ઇતર જગ્યાઓમાં પણ કોઇ મનુષ્યો ક્રૂર વર્તન કરી શકતા નથી. નહિ તો ધર્મ જ્ઞાનને નહિ પામેલ દુર્ગુણી માણસો શું કરવા પછાત રહે છે. સત ધર્મની પ્રૂરજોથી વશ થએલ ન હોય તો; અન્ય કોઇ પણ મનુષ્ય અધર્મવર્ધક વસ્તુને હઠાવી શકવા સમર્થ નથી, દુર્ગુણ માણસોમાં ઉત્પન્ન થવામાં મૂળ ખરાં કારણો પાછળ જણાવ્યાં છે, તથા આગળ જણાવીશ. તેની જડો નાબુદ થશે તો રામરાજ પ્રમાણે બનશે અને તે નહિ સુધરે તો વિભોગથી અતૃપ્ત અને ધર્મજ્ઞાનને જાણનાર મનુષ્ય શું નહિ કરે તે આત્મબુદ્ધિથી વિચારી લેવું; કારણ અધર્મી મનુષ્યો ધર્મના નામથીજ અધર્મ ફેલાવે છે. તેના ખરાં દૃષ્ટાંત સિદ્ધાંતને ન જાણતાં અનેકને દુઃખી કરે છે, માટે એવાઓ-નાથી દુઃખી થએલ સજ્જનોએ પણ સુખની આશા મૂકી ઇશ્વર સ્મરણ કરવામાં તત્પર રહેવું. ઇશ્વર સ્મરણની નિશા-ળોમાં જેમ જેમ તમને જ્ઞાન પેદા થાય તેમ તે ઉપરનાં ધોરણોમાં દાખલ થજો

દુનિયાપર દેખાતા મનુષ્યો એક સરખાજ મનુષ્યના નામથી ઓળખાય છે, પણ જેમ તેમનાં મુખ કોઇ કોઇને મળતાં આવતાં નથી, તેજ માફક તેમની કૃતિઓમાં તફાવતહોય છે, કોઇ કાંઇ કામ કરે છે, કોઇ કાંઇ કામ કરે છે. તેમાં બે આંખોએ જેટલું

જણાય છે અને પંચઇન્દ્રિયોએ જેટલુ ભોગવી શકાય છે તેટલુંજ ખરૂં એમ સ્થુળ વસ્તુનો ઉપયોગ કરનારા સ્થુળ બુદ્ધિ જીવો માને છે અને તે પણ અજાયબી પામીને પણ હે રાજન! જે કામ આંખો મીચ્યા પછીનું છે, તેની ચિંતા કરનાર સ્થુળ વસ્તુની પ્રાપ્તિ કરવામાં પડેલા પ્રવૃત્તિવાન જીવોને છે. કોઇના સુખને જોઇ પોતે તેમ કરવા ધારી અથડાય છે, પણ તે પોતાની મેળવ્યા વિનાની લાયકીએ પછાત રહી દુઃખી થાય છે. જે ગઇ સાલમાં ધાન્ય પકવેલું છે તે આ સાલમાં ખાય છે આ સાલ પકવનાર આવતી સાલ ખાશે, પણ નથી પકવેલુ નથી પકવાતું અને અંત્રીયાળ ઉધરાવી ખાનારને આથડવાનું જ છે. સર્વ જીવો જગતનિયન્તાને સમાન છે. આ બાબતનો સુગમ ખુલાસો આગળ થશે; પરંતુ હાલ આમ જાણીને હરિ હારાને ભજો.

---

# ભક્તિ.

ભકિત એટલે શુદ્ધ અંતઃકરણથી ભાવ રાખી દ્રઢ પ્રેમ 'ધરી મનન-સ્તવન કરવું તે. એ ભકિતથી શું શું ફાયદા થાય છે, તેનો ભકિત કરનાર ઘણા માણસોના સમુદાય હોય, તેઓનાં અંતઃકરણો પ્રફુલ્લ, આનંદી, નિષ્કપટી, ભ્રાતૃ-ભાવી, કોમળ, ગંભીર, ઉદાર, તદાકાર, નિર્દોષીત, નમ્ર, માયાળુ તથા સર્વ વાતે પોતાને તથા અન્યને સુખકર હોય છે. જેથી દુનિયાના તમામ જીવ તથા પદાર્થો તેઓની ઉત્તમ માનસિક શકિતથી ઘણાજ સુખી રહે છે. વળી જેઓ એક બીજા સાથે હળીમળી ભકિત રસના કાવ્યો સંગીત વાદ્યમાં જમાવી એક ચિત્તે આનંદ કરે છે. તેઓનો બ્રહ્મ જીવ શું સુખ ભોગવે છે, તે બીન અનુભવીને જણાવી શકવા તે દેખાડયા વિના બીજી મારી બુદ્ધિ નથી. ભકતોના જગતપર હોવાપણાથી દુનિયાને કેટલો ફાયદો છે, કે કુસંપનો, ક્રોધનો, જુદાઇનો, હલકાશનો, દંભ-દ્વેષનો અંશ રહેતો નથી તથા અહંકાર, લોભ, ખોટાઇ સ્વાર્થીપણું વિગેરે અનેક દુર્ગુણો નિકળી જઇ, સર્વત્ર એકપણું ભ્રાતૃભાવ લાવે છે, જેથી દુનિયામાંથી દુર્ગુણોની જડ જતી રહે છે, જેથી દુઃખને ઉત્પન્ન થવાને સંભવ રહેતો નથી. દુર્ગુણી માણસ અઢળક દ્રવ્ય વિલાસ ભોગથી સુખી થતો નથી, તેનાથી ભકિત રસના મનુષ્યો એક ક્ષણમાં

અનંત ઘણા સુખને મેળવે છે અને તેને દ્રઢ કરી સ્વર્ગપદને પહોંચે છે.

તેના દાખલા નજર પ્રત્યક્ષ હજારો કરોડો જણાય છેજ કે, ભક્ત લોકો કેટલા આનંદી અને સુખી હોય છે કે, જેઓના પ્રતાપથી ઇતર વાતાવરણ પણ સુખી પદ્ધતિમાં સુધરે છે, આસુરી પ્રકૃતિના મનુષ્યોના નામથી આપણા અંતઃકરણમાં કેટલો ખેદ ઉત્પન્ન થાય છે, તેનો ખ્યાલ જાણનાર તે જાણે છે કે, તેઓ પોતાના નીચપણાના મલીન કર્મોથી દુનિયાનું કેટલું વાતાવરણ ફેરવી નાખે છે, તેનો તાદ્રશ્ય ચમત્કાર એજ કે મોટા મોટા હોંશિયાર માણસો પોતાના બળ–કળથી દુનિયાને સફાઇથી સ્વાધીન કરી રાખતા ન હોય તો, લોહીની નીકો દુષ્ટ લોકો વહેવડાવી નાખે, તોપણ નજરે લોહી નીકળતું ન જોવા છતાં પણ શરીરમાંથી બળી જતું અટકતું નથી, તથા તેને લાવવાને સાધનનો નાશ દિનપ્રતિદીન વધતો જાય છે. દુકાળીયા જેવા દુખીઆરા, અજ્ઞાન મનુષ્યોનો તોટો નથી, જેથી કુસપમાં, દ્વેશમાં ટંટા ફિસાદ, દગલબાજી કરવામાં પાછી પાની કહાડતા નથી અને અનેકને દુઃખી કરી પોતે પણ થાય છે. તેઓ એમ સમજે છે કે, જેમ બને તેમ આપણો સ્વાર્થ સાધી લ્યો, વખત ખોટો છે. એવું સમજનારા વધારે નીકળવાથી પરોપકાર, ઉદાર, સંપ, સ્નેહ વિગેરે જગત્‌ના સ્થંભ નાશ પામ્યા. ભક્તરાજ તુલશીદાસજીએ પોતાનાં કાવ્યોમાં જણાવ્યું છે કેઃ—

### દોહરો.

"જનની જણે તો હરીભક્ત કાં દાતા કાં શુર,
નહીં તો રહેજે વાંઝણી મત ગુમાવીશ નુર."

અર્થાર્થ:—દુનિયાની ઉન્નતિના મજબુત પાયા આ ત્રણ ગુણના પુરૂષોમાં રહે છે અને એવા પુરૂષોથીજ દુનિયા ચાલે પણ કમનશીબે એ ત્રણ ગુણના પુરૂષોનો નાશ કરવાનીજ દુર્બુદ્ધિ હાલ દરેક જણને હોય છે. તેઓના રક્ષણાર્થે કાંઇ પણ સાધન નથી. તેઓને ટેકારૂપ ન હોય તો ભલે પણ તેમને નાબુદ કરવામાંજ મહત્તા ધર્મપણું સમજી ગૌમુખા; વાઘ કે જે ઉંદરની માફક અંદરથીજ પોલાણ કરવાવાળા તેઓને આશ્રય આપે છે, પણ તેવા લોકોને આશ્રય આપી જેમ હજારો બકરીઓ પાળે પણ એક વાઘનું કામ બને નહીં, તેમ સતપુરૂષો વિના મહત્કાર્ય કરવા કોઇ સામર્થ્યવાન થતા નથી. એ પણ ધર્માર્થ, કામ, મોક્ષના નાશનું મજબુત કારણ છે. કેટલાક સુરાતનવાળા માણસોએ ધર્મને માટે બળ વાપરી સુધર્મ સ્થાપવા જાનની પરવા કરી નથી. કેટલાક દાતાઓએ દ્રવ્યની મદદથી ધર્માર્થ, કામને ઉ-તેજન દીધું તથા દેવાદિક બ્રહ્મા. મનુષ્ય ભકતોએ દુષ્ટ રાક્ષસોને સંહારવા ઇશ્વર સ્તવન કરી ક્ષિર સાગરમાંથી પ્રભુની વરદાન વાણીથી સંતોષ પામી ભકિત થકી ઇશ્વર અવતારો ઉત્પન્ન કરાવી, દુષ્ટનો નાશ કરાવી સુધર્મવેત્તાઓને સુખ અપાવ્યું, એ ત્રણ જાત સિવાયના દુનિયાના બીજા કોઇથી મહત્કાર્ય બનેલુ નથી અને બનવું અશકયજ છે.

---

## હે રાજા ! અત્યંત ગંભીર અને ઉત્તમ જ્ઞાન સાંભળો.

---

આપણે જે દેહથી જે સૃષ્ટિમાં રહીએ છીએ. તે મૈથુનિક સૃષ્ટિ છે; કારણ કે તેમાંના પદાર્થો સ્થુળ વસ્તુના પ્રયાસ કરવાથી નીપજી શકે છે. એ શરીરમાં જે જીવ રહે છે તે ઘણોજ સમર્થ છે. જેમ એક માણુસનો બાળક નાનો હોય તે માણુસ કહેવાય, પણ તે પંડીત કહી શકાય નહિ, માટે અજ્ઞાન છોકરો માણુસનો અંશ ખરો પણ જ્ઞાની થાય તો માણુસ બને, નહિ તો નરપશુ કહેવાય. તેમ દેહધારી જીવ એ પરબ્રહ્મ થવાને લાયક બને તો ખરો પણ માયારૂપી અજ્ઞાનથી મૂર્ખ રહે તો, જીવ નીચગતિને પામે. એ જીવની કેળવણી કરવાથી તે મહાન થવા શકિત ધરાવે છે. જેના દાખલા નજર આગળ થાય છે પણ બુદ્ધિ વિનાના માણુસો તેનો અર્થ–કે, તેના કર્તવ્યોને ન જાણતાં સ્વપ્નવત્ કરી નાખે છે. આપણે જે સૃષ્ટિમાં રહીએ છીએ તે સૃષ્ટિમાં થોડું તથા સ્વર્ગાદિકમાં વધારે માનસિક વાતાવરણ હોય છે. વાતાવરણ એટલે આપણે જે વિચાર કરીએ તેનો આકાર હવામાં બંધાય છે, તે આકાર આપણે મૃત્યુલોકના સ્થુળ દેહમાં રહી કમી બુદ્ધિના સંબંધે દેખી શકતા નથી, પણ તેના દાખલા જેમ કે, વિચારના મોટા વાતાવરણમાં દેહ ધારીરૂપ બંધાઇ જેનાપર વિચાર અજમાવ્યા હશે, તેની પાસે જઇ તે તેના જીવાત્માને ખબર કરશે તથા તેનું ફળ આપશે.

એ વિચારો જો ખરી દ્રઢતાથી તથા એક મનથી કર્યા કરે તો તેનું પરિણામ તે ઘણા મજબુત તથા દીર્ઘાયુષી મોટા રૂપધારી બની અત્યંત મજબુત કામો પાર પાડી શકે. જે વિચાર નજીવા કરે, તે તુરતજ જન્મ ધરી નાશ પામે, પણ જેની માનસિક શક્તિ મજબુત હોય તથા જે દ્રઢતાથી અંતઃકરણની તિવ્રતાથી વિચાર કર્યા કરે તેનાં રૂપ મહાન બને તથા વાણી કર્મથી કરે તો તે ઘણા મજબુત થાય. તેઓને હમેશ એ વિચારરૂપી સ્તવન પાઠરૂપી ખોરાકી મળે તો તે જીવી શકે છે, નહીંતર તેઓ પોતાની શક્તિ ઘટી જતાં નાબુદ થઇ જાય છે.

દાખલો:—જે વિચાર જાગૃત અવસ્થામાં માણસ કરે છે, તે વિચાર સ્વપ્ન અવસ્થામાં માણસ નિદ્રા લે છે ત્યારે પોતાના સ્થુળ દેહને છોડી જીવ બહાર નીકળે છે. ત્યારે તેના વિચારોના રૂપને તે સાક્ષાત દેખે છે. એવા વિચારો અત્યંત મજબુતાઇ પકડે છે, ત્યારે તેના કર્તા પુરૂષને મૃત્યુલોકના સ્થુળ દેહમાં જાગૃત અવસ્થામાં પણ દર્શન આપે છે તથા તેને ઘેરી લઇને તેને તેજ વિચારો કરવાની ફરજ પાડેછે અને તેને તેવાં કર્તવ્યો કરવાની ફરજ પાડે છે, માણસ જીવ ઓછી શક્તિનો હોય તો તેનાપર તેઓ ધણીપણું ધરાવી દેછે અને પોતાના ગુણ પ્રમાણે તે જીવ માણસને બનાવી દેછે. એથી તે માણસ પરતંત્ર બની જાય છે તથા તેનું શરીર પણ તે વિચારોના કબજે થઇ તેના ગુણ જેવુંજ દેખાય છે. મલીન વિચારો દુઃખ આપે છે. ઉત્તમ વિચારો ઉન્નતિ આપે છે અન્ય પુરૂષોની બનાવેલી એવા વિચારોની આકૃતિઓ આ દુનિયામાં અદ્રશ્ય કે જેને કમી બુદ્ધિવાળા

દેખાતા નથી, તેવી પૂરે છે. તેઓનાં રૂપ તેના બનાવનારની મરજી પ્રમાણેનાં હોય છે. તેઓને જો પોતાનો ભક્ત મળે તો તેને તે પ્રસન્ન થઇ જાય છે, એમાંની સારી કે ખરાબ પણ ગમે તેવી આકૃતિઓ હયાતી ભોગવે છે. જેને મેળવવાને તેઓનાં મંત્રરૂપ સ્તવનો હોય છે. એ મંત્રરૂપ સ્તવનોનો યથાવિધીથી ઉપયોગ કરતાં તે પ્રત્યક્ષ થઇ દર્શન આપે છે. એમ જેણું એ આકૃતિઓ ઉત્પન્ન કરેલી હશે તેના બનાવેલા હોય છે. તેના બનાવનારને તે ઘણોજ ચિત્તભેદક હોવાથી તાત્કાળિક આકૃતિ ઉત્પન્ન થઇ જતી, પણ હાલ ભાષામાં ઘણી ફેરફારી થવાથી તેજ મંત્રના અર્થ આધુનિક માણસને સમજાવાથી ચિત્ત તલ્લીન ન થઇ શકવાથી તે આકૃતિઓ ફળીભુત થઇ શકતી નથી અને એકલા વાચા તથા કર્મથી કરેલા પ્રયોગો નિષ્ફળ જાય છે; કારણ મુખ્યત્વે મનની કલ્પનાજ સફળ છે.

દાખલો—પરભાષામાં આપણને કોઇ ગાળ દે તો તેનો ગુસ્સો આપણને થાયજ નહિ; કારણ તેનો હેતુ આપણા જાણવામાં નથી, તથા ભરભાષાનાં બીભત્સ ભાષણો આપણે સાર જાણ્યા વિના બોલીએ તેના આપણને દુર્ગુણ ના જણાવાથી લાગણી થાય નહિ. તેવીજ રીતે મંત્ર ફળીભુત તેના ખરા હૃદયભેદક સાર જાણ્યા શિવાય થઇ ન શકે. તેની આકૃતિઓ બતાવી શકે નહિ, તેમજ પ્રથક પ્રથક અનેક દેવ–દેવી વિગેરેના મંત્રો હયાતીમાં હોવા છતાં સફળ થતા નથી. સુજ્ઞ વિચારોની આકૃતિઓને દૈવીરૂપ કહે છે અને નીચ દુષ્ટ વિચારોની આકૃતિઓને રાક્ષસી આકૃતિઓ કહે છે. રાક્ષસી આ-

કૃતિઓનું બળ દૈવી આકૃતિ કરતાં નરમ હોય છે. જેથી તેઓનું જોર આખરે ઘટી પરાજીત થાય છે.

ઋષિ-મુની લોકો એકાગ્રચિત્તથી દેહમાંથી જીવને જુદો પાડી વિચારોનું વાતાવરણ બાંધતા તેઓને પોતાની શક્તિથી ઉત્પન્ન કરવા યોગ્ય હોય તો પોતાનાજ કરેલા મનારૂપને ઉત્પન્ન કરતા, નહીંતર બીજાઓએ બનાવેલી આકૃતિઓની આરાધના કરતા, જેથી તેઓને તે પ્રત્યક્ષ દર્શન આપી ઇચ્છીત ફળ દેતી. એમ હરનીશ મનોબળને ખીલવતાં તેઓ પોતાના મનોશક્તિથી સ્થુળ પદાર્થરૂપ વસ્તુઓ બનાવી શકતા, ને તેને લાયક કરવાને શક્તિમાન થતા.

બ્રહ્મ એ શું છે. ઝીણી બુદ્ધિથી તપાસો કે, બ્રહ્મ એ એવો ઇષ્ટ છે કે, જે પોતાના મનોવિચારથી ઉત્પન્ન કરેલ જીવોને જો તે જીવો બ્રહ્મજ્ઞાન એટલે આવા વિચારના તત્વને જાણે તો તેના તે વિચારના અનુસાર આકૃતિ ધરી તેના ફળને સફળ કરેછે. જેમ એ બ્રહ્મરૂપ વિશ્વરૂપ દર્શન પ્રભુ પોતાના વિચારથી અનંત સૃષ્ટિઓ જીવો વિગેરે પેદા કરે છે. તેમજ પોતાના ભકતો કે, જેઓ દૈવી વિચારો એટલે દરેકને સુખ થાય એવા વિચારો કરે છે. તેને તે સફળ કરી આપે છે, કારણ મુનીજન પોતાના માનસિક બળથી શું ઉત્પન્ન કરી શકતા નથી, એટલે એ બ્રહ્મરૂપજ થાય, એ નિર્વિવાદ છે. આસુરી વિચારોવાળા એકાગ્ર ચિત્તથી બ્રહ્મને સેવે છે, માટે તેને પણ તેઓના ધારવા પ્રમાણે થાય છે, છતાં તેઆના સ્વાર્થી તથા દુષ્ટભાવ હોવાથી બ્રહ્મ

ભગવાન તેઓને પોતાનારૂપ કરતા નથી અને દુષ્ટકર્મો કરતાં દૈવી પુરૂષોની સાથે તકરાર વહોરતાં નાશ થાય છે. પુરાણો વેદો વિગેરેનો ભાવાર્થ આજ છે પણ તેનો અર્થ કોઇ સમજતા નથી અને તેમાં ભેદ ગુહ્ય રહેલો હોય છે. જેમ પૂર્ણ પુરૂષોત્તમ વિશ્વ રૂપ બ્રહ્મ ભગવાન પોતાની મનોશક્તિથી સર્વ ઉત્પન્ન કરે છે, તેમજ એકાગ્રચિત્તથી વિચાર કરનાર મુની પણ પોતાની મનો-શક્તિથી જે ધારેતે ઉત્પન્ન કરી શકે. ઋષિઓ તેજ પ્રમાણે કરતા, તેથી વિષયી સુખ ભોગવનારા દેવોને ન ગાંઠતાં બ્રહ્મપદો મેળ-વતા, જેથી બ્રાહ્મણ કહેવાતા. સ્થુળદેહની સુખાકારી છોડતાં જે વિચારમાં આખર તલ્લીન થાય, માટે ઋષિઓ સમાધી ધરી દેહને સુખ ના આપતાં જીવનેજ કેળવતા, તે બ્રહ્મ-બ્રાહ્મણ. હાલના ટીલીઆ ભીખારી તથા દંભી, દ્વેશી, વિષયી, માયિક, મૂર્ખો લાડુભટો બ્રાહ્મણ નહિ. સમાધી કરી કરવાનું કર્તવ્ય ખરૂં એજ છેકે, દેહથી જીવને અલગ જેવો રાખી વિચારમાલા વાતાવરણ બાંધવું તેજ. એ પ્રમાણે નહિ થવા છતાં પણ નજીવા વિચારો દેહમાં જીવ હોવા છતાં બને છે. તેઓ પણ પોતાના બળ મુજબ કામ કરે છે, તો એકચિત્તથી કરે તો સફળતા થતાં વાર લાગે નહિ. હાલ જમાને તો જેને તે માણસો જાણે મહતજ્ઞાની હોય અને શાસ્ત્રી હોય તેમ દરેક સ્વાર્થીની બાબતમાં (શાસ્ત્રમાં છે એમ કહીને) શાસ્ત્રોને બાને અજ્ઞાનોને અંધ બનાવે છે. જેને તે બ્રહ્મજ્ઞાની એટલે કર્તવ્યમાં કરવાના એજ કે, નીચ આચર-ણવાળા, નીચ વિચારવાળા નીચ સાથે ઐકયતા ધરવાનો ધર્મ, કહાડી પોતાના પવીત્ર વિચારોને ગુમાવી જ્યાં ત્યાં દેહ કષ્ટને

માટે ટંટા ફીસાદો તથા નીચ વિચારો ઉત્પન્ન કરી તથા આસુરી વાતાવરણને વધારી તેને કબજે થઇ તથા બીજાઓને પણ પોતાના આસુરી વિચારોના મહાન ટંટાના લશ્કરમાં તાણીને અસુર બનાવે છે. જેનું પરીણામ દુઃખી જીવત દુનિયા થઇ જાય છે. માટે પોતાને જો ઉંચ્ચ વિચારનું ફળ ચાખવું હોય તો સ્વચ્છ જગ્યેપર ઐકયાસનથી બેસી ઉંચ્ચ વિચાર કરો તો જેવા ભાવથી જે વિચાર ઉત્પન્ન કરે, તેનું ફળ મળે. ઇશ્વરને મળવાનાજ વિચાર સમજીએ કરવા જોઇએ અને તેના માટે દયા, નમ્રતા, નિષ્કપટી વિગેરે સદ્‌ગુણો રાખવા. પ્રથમ આચરણ કરી શુદ્ધ થવું જોઇએ તોજ ફળીભુત થવાય.

બીજો ઉપાય આનંદ ઉત્સવથી એકાગ્રચિત્ત થઇ વિચારોની આકૃતિઓ ઉત્પન્ન કરવા સારૂ હૃદયભેદક વૈરાગ્ય, જ્ઞાન, પ્રેમ વિગેરે અદ્‌ભુતરસોથી ગંભીર જ્ઞાનના સમાવેશથી ચાલુ ભાષામાં બનાવેલ કાવ્યો જે ઉત્તમ સંગીતના રસથી જ્યાં એક ચિ-તે સંગીત દોષ શિવાય ચાલે છે ત્યાં દેહમાંથી જીવ પોતાનું કર્તવ્ય કરવા ઘણોજ સફળતા પામી અત્યંત વિચારની મૂર્તિઓ નીપજાવી શકે છે. તે આકૃતિઓ પોતાની દિવ્ય શક્તિ તે કર્તાને તથા પ્રેક્ષકોને દેખાડે છે.

---

# સંગીત.

—⁎✱⁎—

સંગીત—એ એક વાતાવરણનું શાસ્ત્ર છે. વાયુને અનેક રુપમાં લોમ વિલોમ કરી તેના આકારોના ધ્વનિઓની આકૃતિઓ કરવા તેને સંગીત કહે છે. જેમ અક્ષરના ઉચ્ચાર સ્વર બાર અને વ્યંજન ચોત્રીશ છે અને ગમે તે ભાષાઓના અક્ષરોને પણ એટલામાંજ સમાવેશ થાય છે. તેમ સુર ફકત સાત છે. તેને ત્રણ રૂપમાં એટલે જાડા, મધ્યમ તથા તાણા એવા ત્રણ ગ્રામમાં લેવાય છે. તે સાતમાંથી મૂળ ખરજ તથા પંચમ એ બે આખાજ રહે છે. બાકીના પાંચનાં અડધીયાં થાય છે, જેથી તેઓ વધે છે. વળી તેના પા ભાગ, બે આની ભાગ પણ થઇ શકે છે. એવા સુરોનાથી વાયુને ગતિ આપવા, જેમ ગળામાંથી પેટનો વાયુ બહાર નીકળતાં ગળાનું છિદ્ર નાનું મોટું થવાથી એ વાયુના નિયમોને નાનાં મોટાં રૂપ આપે છે, તેમ ધાતુના તારો, પતરાં, લાકડાંના વિગેરે અનેક વાજીંત્રો પોતાના રણકાથી પોતાના જેવા જેવા અવયવોના નાના મોટા ભાગ સંગીતકાર કરે તેવા વાયુને રૂપ આપી શકે, તેથી વાયુમાં તેનો ધ્વનિ ઉભો થાય છે. એ ધ્વનિ ઇશ્વર ભગવાનને પ્રિય હોવાથી ગંધર્વોને હમેશાં પોતાની સાથેજ રાખે છે. એ ધ્વનિના અદભુત ચમત્કાર સંગીત શાસ્ત્ર જાણનારમાંથી કોઇકનેજ ખબર હોય છે. તેઓ એક બીજા કરતાં જુદા જુદા રૂપ ગુણવાળા પુરુષ તથા સ્ત્રીની આકૃતિના બને છે. તેઓ પોતાનું

ફળ આપે છે. હાલ એ વિદ્યાને પુષ્ટિ નહિ મળવાથી તથા દુર્ભાગ્યે એવા ગુણીઓમાં કુદરતિ દ્વેષ હોવાથી તથા પ્રમાદ, બેપરવાઇ, તથા મનસ્વીપણું એવા સ્વભાવના કુદરતિ દુર્ગુણો નીપજવાથી તથા અર્ધદગ્ધોને વ્યસન વળગવાથી દ્રવ્યની તથા ખુશાબખ્તીની આવશ્યકતા ન હોવાથી તથા સુજ્ઞ પરીક્ષક ના હોવાથી એ સંગીતનાં જે મહાન ફળો છે, તે મળી શકતાં નથી પણ એકંદર એટલું તો હાલ પણ કરે છે કે, એક બંધ મકાનમાં ઘટીકા યંત્ર વિના સુજ્ઞ મનુષ્યોને સાંભળનારાને રાખી સંગીતકારો રાગદારી કરવાથી તેના ફળોનો ભાવ જણાવી આપે છે. પહેલો પહોર, બપોર, ત્રીજા પહોર, સંધ્યા રાત્રી, મધ્ય રાત્રી, પાછલી રાત્રી, પરોઢ, સવાર, વસંત, મેઘ, વીગેરે રાગો તે પોતાના કાળને પ્રત્યક્ષ કરી આપે છે. જ્યારે તે મકાન બહાર નીકળવાથી ટાઇમમાં તફાવત લાગવાથી શ્રોતાઓ આશ્ચર્ય પામે છે. એવી સંગીતની હાલ યત્કીંચિત તાદ્રસ્યતા પણ હજારોમાં એકજ કરી શકે છે. સીવાયના બીજા રાહડા રાગોટે છે. તેને પણ ખબર નથી, તેમ પરીક્ષકો પણ નથી. જેથી કોઇ પણ રાગદારીને નહીં દર્શાવનાર કેવળ નિઃસત્વ મર્કટી ગાણું આધુનિક પ્રજાને આનંદકર થઇ પડયું છે.

તાલ—એ સુરને કાલની એટલે આટલા આટલા વખતે બોલવો, તે ગતિને જણાવે છે, તથા પોતાની ચાતુરીથી અનેક વૈયાકરણ જણાવી અદભુતતા દર્શાવે છે.

નૃત્ય—એ દેહને તાલ તથા સુરના ભાવ પ્રમાણે ઘણી વિધિના પ્રકારથી અનેક ચાતુર્યની છટાવાળુ કે, જે દેહના પ્રત્યેક અંગને પોતાના સંગીતના ભાવ, તાલ પ્રમાણે નચવવાની રીતિએ કરવુ પડે તેમ છે. નૃત્ય જનાની તથા મરદાની બે ઢબમા થાય છે. એવા સંગીતથી પોતાને તથા પ્રેક્ષકોને આબેહુબ તદાકાર વૃત્તિ પેદા થાય છે, માટે પોતાની જાતે એકલાનેજ સર્વોત્તમ ગુણ લેવા કરતાં અનુકૂળ હોય તો ઉપદેશકે સંગીત સાથે અનેકોને તદાકાર કરવા.

[ ૧૩૭ ]

# ઉપદેશક.

—※※※—

ઉપદેશક એટલે કોઇ પણ જ્ઞાન પોતાને ખરૂં લાગી તેનાથી ફાયદો થયો હોય તેને જગતજાહેર કરી પોતાની ધર્મ ફરજ બજાવવા, જે મહેનત લઇ વાકય છટાથી કામ કરે તે ઉપદેશક. કેવળ પોતાનુજ ભલુ કરવાની ઇચ્છાવાળા ઘણા હોય છે, પણ પરમાર્થી કોઇકજ નીવડે છે. તુકારામ સ્વામીએ કહ્યું છે કે, “ નલગે સ્કતી ધન સંપદા સતસંગ દેઇજે સદા તુકા મણે ગર્ભવાશી સુખએ ઘલાવે અમાશી ’ એમનો અભિપ્રાય એજ કે, મારે કેવળ મોક્ષ તથા દ્રવ્ય લઇને સ્વાર્થ સાધવો નથી. પણ હે પ્રભુ ! મને કેવળ જન્મોજન્મ સત્સંગ મળે એવી રીતે કરી પૃથ્વી ઉપર નાખો કે, જેથી સત્મગ રસ્તાએ જ્ઞાન ન ભૂલી જતાં અનેકોને દોરી હું આપના શરણમા લાવી મુકું, એજ મારી વિનંતી છે.

જ્ઞાની સંતને દુનિયામાં રહી જ્ઞાન મેળવી બીજાઓને તારી પોતે તરવુ એ ઘણું કઠીણ કામ છે, પરન્તુ તે દરેકથી બનતુ નથી કેટલાક પોતાનો જીવ સાચવી શકતા નથી અને કેટલાક અનેકોને બચાવે છે. માટે તે કામ અમુક માણસનુ કેમ ને અમુકનું કેમ નહિ, તેવી સ્પર્ધાથી બનતુ નથી. તે જેનાથી બને તેજ બનાવે. શિવાયના બીજા તે શક્તિને લાયક હોતા નથી, માટે શક્તિ હોયતો સરદારી લઇ આગેવાન થવું, નહીંતર

અનાની થઇ હુકમ માની વર્તવું. "જ્યાં નાં પહોંચે રવિ, ત્યાં પહોંચે કવી " એ વાકયનો ખરો ભેદ એજ કે, અજ્ઞાનોના હૃદયમાં કવીના કાવ્યો શીવાય સૂર્ય પ્રકાશ કરી શકવા સમર્થ નથી.

શ્રદ્ધાવાન ધાર્મીક મનુષ્યોને જ્ઞાન દેવા ઉપદેશકની જાદે જરૂર નથી. પણ દરેક જમાનાના નવીન નવીન ફેશનના અધર્મીલોક સમુદાવના બહોળા ભાગમાં તેઓનાં અજ્ઞાન અંધાકારને નાશ કરી શકે તેવા સૂર્ય માફક પ્રકાશીત અને સખત તેજસ્વી સર્વ ગુણ પ્રવીણ અડગ ઉપદેશકની જરૂર હોય છે. ઉપદેશક નમ્ર હોય તો અધર્મીઓથી હારે છે અક્કડ હોય તો સુધર્મ પછાત રહે છે. ભીક્ષુ હોય તો નીસ્તેજ રહે છે. ઉદાર હોય તેને અભીમાનીમાં લેખે છે. નીર્બળ હોય તો મહાન શક્તિઓ તેને વરતી નથી. આપબળી થવા જાય તો ઇશ્વરાંશ શક્તિઓ દુરજ રહે છે, સાદાઇમા કુરૂપ હોય તો છાયા પડતી નથી સ્વરૂપવાન હોય તો મોહમાં ફસાઇ જાય છે. તથા આધુનીક અજ્ઞજનો સ્વરૂપ તથા ગુણવાનને ભક્ત ગણતા નથી. વધુ વાકવાદ કરે તો તપ ઘટે છે મુન્ય રહે તો પદવીનુ કામ પ્રત્યક્ષ કરી શકાતું નથી. ઠાઠમાઠ શીવાય હોય તો સર્વ સીદ્ધિઓ વિના અજ્ઞાનોમાં અપમાન પામે છે. ઠાઠ ભભકામા રહે તો આત્મતત્વ અવલોકી શકાતું નથી. સીદ્ધિ સંપાદન કરી બાદ ઉપદેશક થવા ધારે તો સીદ્ધલોકને સાક્ષાત ઇશ્વર મળવા દુર્લભ થાય છે. શુક, સનકાદીક, નારદ વીગેરે દેવર્ષીઓની સમાન હાલ મૃત્યુલોકના ઉપદેશકોની

શક્તિ હોયજ નહિ, માટે તેવાઓ કે જેઓ નિઃસ્વાર્થ ધર્મ ફરજ બજાવવા ધારતા હોય તેમણે ચકલાઓની માફક ચારો માંગમાં લાવી બચ્ચાંઓને આપી આખા દીવસે તેમનું પોષણ પુરતુ કરવું. પોતે તેથીજ તૃપ્ત રહેવુ. ઇશ્વરી કળાઓના ઉપાસીક રહેવું. પોતે અનેક વિષયો કે, જે અલકારીક નવરંગો છે. તેના સમ્મીલનથી થતા હૃદયભેદક ચિતારની કૃતિઓ અન્યને નીરખાવા ઇશ્વરી જ્ઞાનમાં રસ લગાડવા. પોતાનુ બળ, પરાક્રમ, ચાતુર્ય-છટાથી અનહદ ઉત્પન્ન કરવુ અને તેથીજ સર્વ કામમાં સફળ થવાય પણ યાદ રાખવાનુ કે, પોતાના શારીરિક આહને આઘાત આપે થઇ જવુ નહિ.

---

# દેવાલય.

—***—

## સ્થુલ વસ્તુઓનું કૃત્રિમ સ્વર્ગ—વૈકુંઠભુવન.

પૂજ્ય પવિત્ર શ્રીનર્મદાજીના તટપર, વિંધ્યપર્વતોની રમણિય ખીણોમાં કે, જ્યાં માયાક મનુષ્ય કૃત વસ્તુ દેવાલય કામમાં આવેલી પવીત્ર વસ્તુ સિવાય ન હતી. રમણિય અલૌકિક ઇશ્વરી બગીચો, કુદરતિ પશુ પક્ષીઓ, મહાન સરિતા, વહેળા, ઝરણોથી તે પ્રદેશ આલ્હાદમયજ છે. ત્યાં દેવાલય સ્થળ થયું, જેની આસપાસ મોટી મજબુત રક્ષણનીય દીવાલ ગગન ચુંબીત અભેદ્ય પાશાણમય બનાવી હતી તેની અંદર મહાન વિસ્તારવાળું દેવાલય કે, જે શ્રીકૃષ્ણની પ્રતિમાથી જળહળી રહ્યું હતું. કેવળ આરસથી તેનો સભામંડપ તથા બેઠકો બનાવી હતી. મહાન સ્થંભ, તે પર કમાનો, તેપર ઉપલા માળના સ્થંભ, તે પર કમાનો, તે પર ત્રીજા મજલાના સ્થંભ, તે પર કમાનોથી વ્યાપ્ત કરેલા ભાગની અદર શ્રોતાઓને યોગ્ય બેઠકો તૈયાર હતી. તે મકાનમાં અસંખ્ય માણસો સાથે નૃત્ય વાદ્યથી સ્તવન કરી શકે તેવો સ્વચ્છ, વિસ્તારવાળો મંડપ મધ્યમાં હતો. તેની ત્રણ બાજુઓપર બેઠકો ત્રણ મજલા સુધી હતી. ચોથી બાજુ પ્રતિમા, અંતર ભુવન તથા અનેક દેવોની પ્રતિમાઓ ત્રણ મજલા સુધી હતી. એ દેવાલયમાં પવન

આવવા સારૂં દીવાલોમાં ત્રાંસાં છિદ્રથી જાળીયા કરેલાં હતાં. પણ ડબલ દીવાલ તથા મથાળેથી હુવા આવે તેમ ડબલ છત્રથી શીખર હતું. તે ધાતુનુ બનાવેલું હતું. જેથી તે ખુલ્લું કરી આકાશી ભાગ જોવામાં પણ ઉપયોગી થતું. ખુલ્લાપાણું ન રાખેલું હોવાથી મધ્યાન્હકાલે પણ મધ્ય રાત્રી સરખુ તીમીર રહેતું. તેને ટાળવામધુર હાંડી ઝુમ્મર ગલાશ વિગેરેમાં રોશની થતી. એ રોશની સવારના પ્રથમ પહોર સુધીમાં સફેદ રંગના પાત્રમાં થતી. બીજા પહોર માટે પીળો ભાસ થાય, તેવા પીળા રંગના પાત્રોમાં થતી. ત્રીજા પ્રહરે કેશરી રંગના પાત્રોમાં થતી. ચોથા પ્રહર સંધ્યા સમયે લાલ રંગના પાત્રોમાં થતી. પ્રથમ પહોર રાત્રીએ લીલા રંગના પાત્રોમાં થતી. બીજા પ્રહર રાત્રીએ મિઠા સફેદ રંગથી રોશની થતી. ત્રીજા રાત્રીના પ્રહરે ભુરા વાદળી રંગથી રોશની થતી. ચોથી પ્રહર રાત્રીએ શ્યામ તથા સફેદ રંગ મીશ્રીત રોશની થતી, કાચના આયનાઓથી સજ્જડ કરેલ તે હતું. ને મણી, માણેક, હીરા, પોખરાજ, સ્ફાટીક વીગેરે જવાહીરો મૌકતીકય, સુવર્ણ, ચાંદી વિગેરે અનેક દ્રવ્યોથી આબેહુબ સૂર્ય, ચંદ્રની ભ્રાંતિને આપતી, અનેક દેવતાઓનાં અદભુત ચમત્કારીક કૃત્યોના નમુના રૂપ પ્રતિમાઓ ત્યાં નજરે પડતી અનેક જાતના પુષ્પોથી બેહક મારી રહેલ તે દેવાલય દેહ ભાનને ભુલાવવામાં સાફલ્ય થતું.

સહજ અવાજ થતાં મહાન ઘોષને ગજાવી દે તેવું. એ સ્થળ સંગીતના કામમાં ઘણું મદદનીશ હતું. જ્યાં બ્રાંહ્મીવિણા નારદી વિણા, શારદી વિણા, રૌદ્રી વિણા તથા ગાંધ્રવી વિણા

મૃદંગ, નરઘા, ઝાંઝરી, તથા મૃદુ સુસ્વર ઘુઘરા વિગેરેના એક અખંડ સુર ચાલ્યાજ કરતા. જે રાત્રી દિવસ એક ક્ષણવાર પણ બંધ રહેતા નહીં તથા તે ચાલતા સુરથી બીજા સુર બદલવામાં આવતા નહીં. મહાન રાગ રાગણીના સ્વરૂપમય ગાંધ્રવો તે વાદ્યોને પોતાની વિચિક્ષણ ઢબથી બજાવતા દરેક પ્રહરે તેઓને બદલી બીજાની નિમણુંક કરવામાં આવતી, શ્રોતાઓને શ્રવણ કીર્તન કરવા સારૂ એ દેવાલયમાં સ્થાન મેળવવાને લાયક થવા આગળ દર્શાવેલા નિયમો પાળવા પડતા.

૧ જે દિવસે ભક્તિ કરવા સારૂ મંદિરમાં દાખલ થવું હોય, તે પહેલાં ચોવીશ કલાકથી ભોજન ત્યાગ કરવુ પડતું.

૨ સ્વચ્છ વસ્ત્ર સુવાસિક પુષ્પો જે બહારના બગીચામાંથી નોકરોએ આપેલ છે, તેને શ્રી નર્મદાજીમાં સ્નાન કરી પહેરીને આપવું.

૩ ઘર કામમાં, ધંધામાં, બાળકોનામાં, જેનાં મન છે, તેવાં બાળકો સાથે લાવેલ વ્યાધિગ્રસ્ત, વ્યસની વિગેરે તથા જે ચાલતા કામમાં ભ્રમીત થાય, તેવાઓને દાખલા કરવામાં આવતા નહિ.

૪ ઇશ્વરી નામ સ્મરણ જ્ઞાન, વિવેચન, વિના અન્ય ઉચ્ચાર તથા હસ્ત શરીરની કોઇ પણ વિચિત્ર ક્રિયા કરવાને મનાઇ હતી.

એ મંદિરના પ્રથમદ્વાર આગળ રાખેલા છડીદારો ઉપર જણાવેલા નિયમોને યોગ્ય બજાવી, સર્વને અંદર દાખલ કરતા, તે દ્વારથી કેટલાક અંતરે બીજું દ્વાર હતું. જ્યાંથી ત્રાંસા રસ્તાએ કેટલાક કદંમ ચાલતાં મહાન દેવાલયનો ભવ્ય દરવાજો આવતો. ત્યાંથી પચીશેક પગથીયાં ચડયા બાદ, શ્રોતાઓને બેસવાની બેઠકોમાં છડીદારો યોગ્ય વ્યવસ્થાસર સર્વેને બેસાડતા. સ્ત્રીઓને આવવા માટે જુદી જુદી જગ્યાએથી મોટો રસ્તો હતો. ત્યાં રાજકુટુંબ તથા અન્યજનોના સ્ત્રી મંડળ તથા હરકોઇ સ્ત્રીઓને આવવાની છુટ હતી, તે રસ્તેથી ત્રીજા મજલાપર રહેલી બેઠકમાં તેઓ જતાં, ત્યાં દરેક પહેરેગીર તથા વ્યાવસ્થાપક સ્ત્રી મંડળજ હતુ. તે સર્વની નજરે દ્રશ્ય થાય તેમ શ્રી કૃષ્ણ સ્વરૂપની પ્રતીમા તથા ભજનાનંદી ચોક હતા. તે દેવાલય બહાર કોઇ મહાન અકસ્માત થાય તોપણ, અંદર રહેલાજનો તેના અજાણ રહે, તેવું તે ગંભીર દેવાલય હતું. તે મંદિરની અંદરમાં ગુરૂજીને રહેવાને તેમની માગણી પ્રમાણે એ દેવાલયની સાથે આવેલા, પર્વતની ગુફામાં એક આ દેવાલયથી જુદી ફેશનનું સ્થાન હતું. એ મહાન દેવાલયમાં બ્રહ્મર્ષિઓ પ્રથમ બેઠકે રહેતા, રાજર્ષીઓ બીજી બેઠકે રહેતા, અન્ય વર્ણોને તેઓના યોગ્ય સ્થાન મળતું, તથા તે દરેકનાપર છડીદારો, યોગ્ય વર્તણુક માટે નજર રાખતા ઉપદેશ આરંભ થતા, અગાઉ એક કલાક સર્વ મંડળને ત્યાં હાજર કરવામાં આવતું. ત્યારબાદ જેઓ સ્વસ્થ થઇ બેઠા છે, અગર જેઓને નૃત્યથી સ્તવન કરવું છે, તે દરેક પોતાના સ્વતંત્ર મંડળમાં હરિ નામ સ્મરણ લાભ લેતા ત્યારે

ગુરૂજી પધારતા. (ઇશ્વર સ્મરણ ધુનથીજ જ્ઞાન પ્રગટ થાય છે.) ગુરૂજી પધાર્યા પછી યોગ્ય સ્થાનકે સર્વ બિરાજતા, ગુરૂજી તથા રાજાજી રેશમી વસ્ત્ર કટીપર ધરતા તથા ઉપવસ્ત્ર રૂતુ અનુકુળ રાખતા, તથા પુષ્પમાલા અને તુલસીમાલા આરોહણ કરતા એક ચિત્ત થયેલ, શાંત સમાજ જ્યારે સ્વસ્થ થતો, ત્યારે ગુરૂજી ઉપદેશ યોગ્ય ધર્માર્થ-કામ-મોક્ષનો સત્ય ઉપદેશ કરતા. સાથમાં રાજાજી રહેતા તથા જ્ઞાનોપદેશથી વિદ્વાન થયેલ રાજાજી પણ ગુરૂ આજ્ઞાથી ઉપદેશ કરતા, ત્યાં શા શા ચમત્કાર થતા. એ કાવ્ય ચિત્રથી, પણ સમજાય તેમ નથી. તેજ પ્રભુ ભજવાથી પમાય છે.

### દોહરો.

સ્વર્ગીય સુખ સેવ્યુ હશે, સમજે તે સૌ સાર.
પામ્મર પ્રાણી પારખી. કહે કથા રસ ખાર.

(કથા ખારી ખારી જણાઇ) દૃષ્ટાંત.





# પ્રકરણ ૬ ઠું.

## શ્રદ્ધા, વૈરાગ્ય, ભકિત.

### શ્લોક.

* किं कवीशस्य काव्येन कोदण्डेन धनुष्मता ।
परस्य हृदि संलग्नं नाघूर्णं यति यच्छिरः ॥

ભાવાર્થ:—કવીશ્વરના તે કાવ્યથી શું ફલ છે કે, જે બીજા ( વાંચનાર ) ના હૃદયમાં સ્પર્શ કરીને તેનું મસ્તક ધુણાવતું નથી અને ધનુષ્યધારીના તે બાણવડે કરીને ને શું ફલ છેકે, જે શત્રુના હૃદયમાં વાગી તેને મુર્છાક્રાંત નથી કરી શકતું.

### સ્તુતીરૂપ પદ.

( કબ સમરોગે રામ—એ રાગ )

પ્રણમું પ્રેમે કરી, વિનાયક, પ્રણમું પ્રેમે કરી,
ધ્યાન આરંભે ધરી, વિનાયક, પ્રણમું પ્રેમે કરી.

રિદ્ધ સિદ્ધ દાતા, ગણના નાથા;
વિઘ્ન ભયેથી ટરી..................વિનાયક૦
બાલ ચંદ્ર, લંબોધર સ્વામી;
નામું નમન કરી..................વિનાયક૦
મોદીક મેવા, કરીએ સેવા;
દર્વા બીનુકી ભરી..................વિનાયક૦
વિઘ્ન હરણ, મંગળકર મુરતી;
મગ્ન હ્રદય રહોઠરી..................વિનાયક૦

૨

( ગઝલ )

પ્રણમું ધીયે શુભ કારીણી, કર વિણા પુસ્તક ધારીણી,
કર વીણા પુસ્તક ધારીણી, કર વીણા પુસ્તક ધારીણી;
પ્રણમું ધીયે શુભ કારીણી, કર વીણા પુસ્તક ધારીણી....પ્રણમું૦
સમરણ કરૂં ધીયે સારદા, ટળે આપે અનત આપદા;
સેવક અભય વર દાયની, માતું મયુરા વાહીની....પ્રણમું૦
નામી સરસ્વતી પાયને, દાસ મગ્ન માગે સહાયને;
મુજ મન રહો મા ઠાયની, પ્રગટે પ્રભુ ગુણ ગાયની....પ્રણમું૦

૩

( રાગ—કબ સમરોગે રામ )

શંકર ત્રિપુરારી, ભજો ભાઇ, શંકર ત્રિપુરારી.
શીર ગંગા ધારી..................................ભજો૦

ભાલ ચંદ્ર અર્ધાંગે ઉમીઆ, વૃષભ અસવારી....ભજો૦
રૂંઢમાળ ગજ ચર્મકા અંબર, જુટ જટા ધારી....ભજો૦
ભોલાનાથ સબ સાથ ભુતાવળ, અંગ ભભુત પ્યારી....ભજો૦
શંખનાદ ડમરૂ કર બાજે, મહેશ મદ નારી....ભજો૦
મગ્ન નમે વિશ્વેશ્વર શંભુ, દુસ્તર ભવ તારી....ભજો૦

૪

( મોરે તો મન રામ નામ દુસરા ન કોઇ )

વીઠલેશ વરણવું શું મધુરી કૃતી તારી,
મધુરી કૃતી તારી, પ્રભુ નિરખું ધ્યાન ધારી....વીઠલેશ૦
મોર મુકુટ ભાલ તીલક, કંઠે કૌસ્તુભ ધારી;
કાન કુંડલ મુકતાહાર, કટી મેખલ સારી....વીઠલેશ૦
હીરા જડીત હસ્ત કડાં, ચરણ ઝાંઝર ભારી;
કટી પીતાંબર જરકસી જામા, ઉભા ઇંટ વારી....વીઠલેશ૦
વામાંગે રૂકમાણી શોભે, દર્શન લાભ કારી;
જુગલ જોડ નહિ ખોડ, મગ્ન લે ઓવારી....વીઠલેશ૦

૫

(ભૈરવી-રીસીલી તોરી અખીયાંરે જીઆ લલચાય-એ ઢબ)

અકળ છબ ન્યારીરે, વૈકુંઠરાય, સુરત સુખકારીરે....વૈકુંઠરાય૦
દધી ક્ષીર શ્રીપતિ, શયન વીરાજીરે;

શંખ ચક્ર ગદા પદમ ધારીરે....................વૈકુંઠરાય૦
શેશ એસ ચતુર્ભુજ સુંદીરરે,
પીતાંબર કટી ધારીરે.........................વૈકુંઠરાય૦
કીરીટ કુંડળ મુરલી મુખધારીરે,
ધનસ્યામ હામ એક તારીરે....................વૈકુંઠરાય૦
પાદામ્બુજ કમળા કર ધારીરે,
મન મગ્ન મુરત હરી તારીરે....................વૈકુંઠરાય૦

૬

( રાગ—પ્રભાતનો )

નટવરજીનું નામ લેવા, સુલભ વખત કંઇ કહાડોરે;
પ્રભાત પહોર રટણ કરો ભાવે, જાય આનંદમાં દહાડોરે....નટવર૦
કેશવ કૃષ્ણજી શેષજી શ્રીધર, ગરૂડધ્વજ ગીરધારીરે;
પુરૂષોતમ પરીબ્રહ્મ નારાયણ, વાસુદેવ વ્રજ વિહારીરે....નટવર૦
નારાયણ નરસિંહ નરોતમ, માધવ મોરલી ધારીરે;
રામચંદ્ર રણછોડજી વીઠલ, દામોદર દુઃખ હારીરે....નટવર૦
ભવ ભય ભંજન નામ નિરંજન, પ્રેમપંકજ પુર વાડીરે;
મગ્ન આશ ધરે ચર્ણ પાસ, પ્રભુ દયો દર્શન દહાડીરે....નટવર૦

૭

( મરાઠી સાખી )

પંઢરપુરકી શોભા ન્યારી, માસ આસાડ જબ આયા;
સયન એકાદશી ઉત્સવ ભકતોએ ભજનાનંદ મચાયા,

વીઠલરાયા, સરણુ તુમારે આયા....................વીઠલરાયા૦
મળી મેદની દર્શન કાજે, બહુ વિધ માનુ કાયા;
નૌતમ નામ ભજે વીઠલનું તજીને મમતા માયા....વીઠલ૦
ધ્વજા પતાકા તોરણ કદળી, મંડપ સ્થંભ બનાયા;
અબીલ ગુલાલ કુમકુમને કેસર પુષ્પ હાર લટકાયા....વીઠલ૦
તાલ મૃદંગ વીણા તંબુર, ગર્જત ઘુઘર પાયા;
લગી ધુન વીઠલ કે નામકી, ગગન મેઘ ગરજાયા....વીઠલ૦
લક્ષ ચોરાસી ટળી સ્નાન, જબ ચંદ્રભાગા તુ ન્હાયા;
અષાઢી ઉત્સવ બ્યાન ઉમંગે મગ્ને ખ્યાલ બનાયા....વીઠલ૦

૮

( રાગ—માઢ )

કમળ નયન કેશવ કરૂણાબ્ધી, દાશરથી શ્રીરામ—ટેક.
રઘુકુલનંદન સહુ જગવંદન, જન્મ સારક પ્રીય નામ....કમળ૦
સુર દુઃખ તારક નીસીચર મારક, ધારક ધરમીક ધામ....કમળ૦
જાનકી જીવન કૌશલ્યા સુત, કોટી જ્યોત રવી કામ....કમળ૦
ત્રીભુવન પાળક, ભવ દુઃખટાળક, મધુર મુરત ઘનસ્યામ....કમળ૦
મગ્ન વહાલ નીહાળી ન્યાલ, ચિત હોય હર્ષ દીન જામ....કમળ૦

૯

( રાગ—દેશ )

શુધ લીનો અબ મોરી, શ્રી રઘુપતિ, સુધ લીનો અબ મોરી.
આશ રહી એક તોરી, શ્રી રઘુપતી, સુધ લીનો અબ મોરી.

લાગી ઝપટ માયાકી કારી. ચાલન નહિ અલજોરીરે;
રહી હે શુધ અબ થોરીરે, ધ્યાન ભકિત ગઇ મોરીરે,
એ..............ધ્યાન ધરૂં હેર તજી ઇ...........
મન મગન બસો ઠરી ઠોરીરે,...............સુધ લીનો૦

૧૦

## નમ્ર સ્તુતિ.

( કયાંથી આ સંભળાય—એ રાગ )

ગરૂડાગામી અંતરયામી, નમી નમી નામું શિશ;
નમી નમી નામું શીશ, અમોપર મહેર કરો જુગદીશ.
પરમ કૃપાળુ દેવ દયાળુ, સન્મતિ આપો આપ;
સેવક જાણી કરૂણા આણી, ટાળો બાળ સંતાપ.
અમોપર મહેર કરો જુગદીશ, ગરૂડાગામી અંતરયામી;
નમી નમી નામું શીશ.............................અમો પર૦
અહલ્યાનો ઉધ્ધારજ કીધો, રાખી સતીની લાજ;
મંઝારી બાળક બળતાં બચાવી, ઉગાર્યો ગજરાજ....અમોપર૦
દુષ્ટ અસુર રાવણને મારી, કીધાં દેવનાં કામ;
વિભીષણભક્ત પોતાનોજાણી, આપ્યું અવીચળ ધામ....અમોપર૦
કરો મહેર કરૂણાનિધી અમપર, દયાસિંધુ રઘુરાજ;
નાથ નેહ ધરી ચર્ણશર્ણમાં, લીએ મગન શિર તાજ....અમોપર૦

## ૧૧

( રાગ—હીંડી )

વિશ્વાધાર મારી વિનતી ઉર લીજે,
નિજ ભકત જાણી કરૂણા નાથ કીજે....વિશ્વાધાર૦
આવ્યો આપ શરણુચરણુશીશ નામી,
કરો વ્હાર પ્રભુ પુર્ણ બ્રહ્મ સ્વામી;
મુકત માયા કરી આપ શરણુ લીજે,
નિજભકત જાણી નાથ કરૂણા કીજે....વિશ્વાધાર૦
પતિપાવન જાણી આપ શરણુ આવ્યો,
કામ ક્રોધ મોહ મદનો દાવ ન ફાવ્યો:
ઉર ધારી સ્તુતિ મગ્ન દરશન દીજે,
નિજ ભકત જાણી કરૂણા નાથ કીજે....વિશ્વાધાર૦

## ૧૨

( રાગ—આશાવરી )

પુરણ બ્રહ્મ સચ્ચિદાનંદ સ્વામી, નામ ધુન નવે ખંડ જામી;
સ્વર્ગ સુખની રહી નવ ખામી, દેહ દુખની આફત વામી. ૧
વિઠ્ઠલ વિઠ્ઠલ બહુ વિધ ગાવે, સંગીત વાદ્યમાં તાલ બજાવે;
ધ્યાન ઠરે પ્રભુ ગરૂડાગામી, ભકત મંડળી પુરણાનંદ પામી. ૨
રાધા કૃષ્ણજી નામ ઉચ્ચારે, કર્ણ શબ્દ લગે અતિ પ્યારે;
લળીલળી મગ્ન પ્રભુ પાય નામી, રટણ રામ રાખે નહિ ખામી. ૩

## ૧૩

( રાગ—ઉપરનો. )

રામચંદ્ર રણછોડજી વિઠ્ઠલ, શ્રીધર સુંદીર શ્યામ મોરારી;
દાસ આશ ધરી પ્રેમે પ્રણામે, દુઃખહરણ દર્શન છબી ન્યારી. ૧
દામોદર દરશનથી નાસે, નટવર નામ સ્મરણ એક વારી;
ગોવિંદ ગુણ ગ્રહે સહેજે ઉરમાં, ત્રીકમ તુરત ત્રિવિધથી તારી. ૨
કેશવ કર્ણ પડેથી ભાગે, મોહન મેહેર થઇ જો સારી;
નીશદિન ધુન લગી જાય ભારી, મગન દુઃખથી રહે કેમ ડારી. ૩

## ૧૪

( રાગ—મેરે તો મન રામનાંમ દુસરા ન કોઇ )

દીનાનાથ સુણો વાત આશરો તમારો,
સકળ જગતમાંહી ફક્ત વિઠલ ધણી મારો....દીનાનાથ૦ ૧
માત પિતા પુત્ર પરીવાર કાંઇ નાહી,
તજી સર્વ ધરી ગર્વ ફરૂં જગત માંહી;
દુરીજન દેહ તન તો તો આપ હારો....દીનાનાથ૦ ૨
આપ ચર્ણ નયન કર્ણ મન મુજ જોડયું,
કાંઇ રહ્યું કાંઇ ગયું સર્વ નથી છોડયુ;
દેહ સખ્ત મંન ભક્ત એહ હાલ મારો....દીનાનાથ૦ ૩
ગ્રહી દંડ કરી બ્યંઢ શીર નથી ઓઢયું,
ઝોળી ઝંડ ધારી પંડ (મૃગ)ચર્મ નથી હોડયું;

સર્વ નાદ કરી યાદ દઉં પ્રભુ પોકારો....દીનાનાથ૦ ૪
કરી ઢોંગ પુર્ણ સ્વાંગ ફરૂં જગત માંહી,
જન નમે દુ:ખ શમે એ વિચારી નાહી;
મગ્ન ધ્યાન લાગ્યું તાન પ્રભુ હાથ ત્હારો....દીનાનાથ૦ ૫

## ૧૫

( રાગ—દીંડી )

કરૂણા સિંધુ કિરતાર કષ્ટ કાપો,
આપ વ્યકત ભકત કરી મોક્ષ આપો....કરૂણા૦
માગું એજ પ્રભુ દેહ ત્રિવિધ તાપો,
શુન્ય હ્રદય માંહી ભકિત પ્રેમ થાપો....કરૂણા૦ ૧
યુવાવસ્થા દીવાની દિલ્લ માંહી,
શુધ્ધ સાન નહી ભાન કામ માંહી;
ભર દરીએ બચાવો સાહો બાંહી,
વિઠ્ઠલનાથ આશ કો બીજાની નાહી....કરૂણા૦ ૨
રજ તમ સત્વ દેહ માંહી આવે,
જેહ વખત જેનું રાજ્ય તેનુ ફાવે;
હ્રદય સત્વ રહેવાને ભકત કહાવે,
ભજન આપ તણું કરી શકાય ભાવે....કરૂણા૦ ૩
એહ કામ માંહી બુધ્ધિ નહિ મારી,
વિકટ વાટ મુજ માટ કરો સારી;
દીન નીશ ભજું ઇશ ધ્યાન ધારી,
આપ ચર્ણ શર્ણ થઇ રહું આવારી....કરૂણા૦ ૪

વિઠ્ઠલનાથ એહેવા હાથ વેર થાશે,
શુભ પ્રેમ ભક્તિ રહે નહિ પાસે;
મગ્ન આપ ભક્ત જગતમાં ગવાશે,
રઘુરાજ લાજ આપ તણી જાશે....કરૂણા૦ ૫

## ૧૬

( રાગ—ગર્ભવાસ રાખ્યોરે )

કેશવજી શું કહીએરે, હઇએ રાખો હેત અતી;
દુઃખ દરિયામાં ડુબીરે, આપ સ્મરણ ના ચાલે મતી...કેશવજી૦
વિપરીત કાળ વિલોકી નજરે, બન્યું બહાવરૂ ચીત્ત;
દેહ સુખ કે ભક્તિ કરવા, ન જડે એકે રીત.
ઠરવા વારો નાવેરે, થાવા ચહીએ જોગી જતી....કેશવજી૦
નિર્ભય ઠામ નજર નહિ પડતો, શાન્તિ યોગ સધાય;
જીવ જ્ઞાનમારગ મન ધડતો, તન દુરજન તણીખાય.
દેહ કષ્ટમાં રહીનેરે, સુકૃત કરવા ના ચાલે મતી....કેશવજી૦
સાધન સુખ શરીર ના સારૂ, રહ્યું નહી દશદીશ;
અજ્ઞજનોને સમજ પડે નહિ, સુજ્ઞ પુકારે ચીસ.
અકકરમી સુત એવારે, મરતા ભુખે પુંજી છતી....કેશવજી૦
અધ્યાત્મિકને આત્મા જાણે, માણે સ્વર્ગનું સુખ;
જન ઝાઝા એવા નિપજેતો, લેશ રહે નહિ દુઃખ.
પ્રભુપદ પ્રેમને પીનારે, આનંદી અવલોકે દંપતી....કેશવજી૦
અધ્યાત્મિક ઇતિહાસ, ત્રિભોવન ભાસ જેહથી થાય;

સ્વર્ગ સુખનું સંગીત છોડી, ગુણ ગમાર ના ગાય.
મગ્ન અનુભવ કહેછેરે, વિનાશકાળે વીપ્રિત મતી....કેશવજી૦

૧૭

( મેરે તો મન રામ નામ—એ રાગ )

કૃપાનાથ જોડું હાથ લાજ રખો મોરી;
કરો મહેર આવું ઘેર સફળ ભકિત તોરી....કૃપાનાથ૦
કોઇ સાથ વિના નાથ ત્રિભુવન માંહી;
નહી આશ શ્રીનિવાસ વંદુ પાહી પાહી....કૃપાનાથ૦
સ્નેહી લોક સર્વ ફોક અંતકાળ માંહી;
રઘુરાજ ધરો દાઝ વેર કરો નાહી....કૃપાનાથ૦
વિઠ્ઠલેશ હૃષિકેશ જગતને તજાવી;
મગ્ન નાથ ગ્રહી હાથ લીજીએ બચાવી....કૃપાનાથ૦

૧૮

( હેજી કહાન બોલો મ્હારા—એરાગ )

વિઠ્ઠલજી તમો વિણ નહીં કો, આશ હમારે;
ત્રિવિધ દવ દુ:ખેથી ડરીને, રહયો આપ પાડે....વિઠ્ઠલજી૦
દીનાનાથ આપે જનપર, અધીક મહેર કીધી;
સકલ સુખ સ્મૃદ્ધિ વસ્તુ, ભારત ભોગ્ય દીધી
તે મલવવા આ જીવડો, આજે મુકી આશ હારે....વિઠ્ઠલજી૦

અસુર જન શાસ્ત્રો માંહી, મહત જન કહેતા;
ધરમાધ્યક્ષ ઢોંગ ધારી, ઘણા આંહી રહેતા;
ધર્મનામ અધર્મ કરીને, દીધા નર્ક ગારે....વિઠ્ઠલજી૦
નીયંતા કૃતિ સુખ સૌ કો, વિના મુલ્ય પામે;
વિભોગો ભોગવીને પુરણ, વાસના પામે;
યથેચ્છે ઉપયોગ લેતાં, આવી આડડારે....વિઠ્ઠલજી૦
સ્થુલ દેહ તણું સુખ જીવને, નહિ કાંઇ મળતું;
અધ્યાત્મિક અજાણ્યું મન તે, મેળવવામાં વળતું;
કહે મગન જન્મ મરણથી, જવે નહીં આરે....વિઠ્ઠલજી૦

૧૯

( પંથી પરદેશી—એ રાગ )

કરૂણા કરજો જુગદાદાર, જગતના સ્વા........મી;
દીલ ધરી વંદુ વારંવાર, સ્નેહે શીરના........મી....કરૂણા૦

( સાખી )

કરો કૃપા કરૂણાનિધી, ગિરિવર ધારી અંજ,
રામ શ્યામ લક્ષ્મીવરા, કરો સફળ અમ કાજ....દીલધરી.

દોષ ન જોશો દીનના, આણી મનમાં સ્હેમ;
પતીતપુરો પણ આપણો, મગન લહો મન એમ....દીલધરી.

## ૨૦

( કહાનાને રંગ રસકી બાંગા લુંટી—એ રાગ )

જીવન જસોદા સુત, પ્રાણુસે પ્યારા,
રમાપતિ રામ હૃદયકા ક્યારા.......................જીવન૦
આસુર કુલ સંહારન કારન, લીયા માનુ અવતારા....જીવન૦
કૌશલ્યા સુત શ્રી રઘુનંદન, રાવનકો જીને મારા....જીવન૦
આનંદકંદ ચંદ ચીત ચ્હાવું, મગન નરખીયો ન્યારા....જીવન૦

## ૨૧

( મન માયાના ડરનારા—એ રાગ )

મહેર કરજો અમો પે મોરારીરે,
નમ્ર અરજ ઊર ધરીને હમારી.
નમ્યા નેહ થકી જેહ નર નારીરે,
ગ્રહયા હાથ નાથ પ્રેમ ઊર ધારી.
રંક નરસિંહ દુઃખ દરીએ સુદામા,
અજામેળ યમથી ઉગારી.
ચર્ણ સ્પર્શ આપતાં શીલા તણી અહલ્યા,
કીધી માનુષ દેહ નારીરે.......................નમ્ર૦
સાહય કરી શામળા સુપદ્મ પ્રેમ પામતાં,
ગ્રાહ થકી ગજને નિવારી.

આકૃત અમરીષ તણી કરી દુર ચક્ર ધરી,
લાજ દ્રૌપદી તણી વધારીરે...........નમ્ર૦
બ્રહ્મદેવ તણી સ્તુતિ સુણતાં શ્રી શેષજી;
અસુર હણી કર્યાં કામ ભારી.
સ્તવે મગન અસુર હણો અદ્યા આ કાળના.
અલ્પ બુદ્ધ અરજ સુણી મહારીરે.......નમ્ર૦

## ઉપદેશક પદો.

### ૨૨

( કલ્યાણ–તાલ દ્રુપદ )

વંદન વિશ્વ વીભો કર લીજે, ધ્યાન ગાન ગુણપર દીજે,
એ..........................એ....એ.... ................વંદન૦
કોટી જ્યોત શશી સુર્ય પ્રકાશી, એક અખંડ અચળ અવીનાશી
પ્રેમ ભક્તિ રસ પુર પીજે................................વંદન૦
ત્રિવિધતાપ તન આપ ટળે જન, ભાવ ભક્તિ પ્રભુ ધ્યાન ધરે મન
મગ્ન મોક્ષ પદ કર કીજે..............................વંદન૦

### ૨૩

( છોડ મન મમતા લવારો—એ રાગ )

કર મન સંતન સેવા, કર મન સંતન સેવા,

દુઃખ દરિયા-સંસારમાં બુડતાં, સ્વર્ગ પ્રભુ પદ જેહથીરે
મળે મીઠા મેવા..................................કરમન૦
સંસારિક સુખશાન્તિ આપે, પીંડ પડે પરલોકમાંરે
દીએ દરશન દેવા................................કરમન૦
સ્પર્શમણિ લોહ કાંચન કરતો, સંત ગુરૂ શુભ ચિતથીરે
કરે નિજ સમ જેવા..............................કરમન૦
મગ્ન તેહ ચરણામ્રત ચેવે, ધર્માર્થ કામ મોક્ષને
મન મેળવે એવા.................................કર મન૦

## ૨૪

( રાગ—પદનો—કમળ મુખ રામ ભજનકો દીયા )

ચતુર જન ભાવે ભજી લો હરિ, અધિક વિચાર કરી;
ચતુરે જન................................................ટેક;
મર્મ વિચાર કરી જુંઓ ઘટમાં,
આવી શું શું જોયું જગતમાં, દુનિયા કોણે કરી...ચતુર૦
જગત સરવ પંચભુત જણાયું,
જળ ભુમિ તેજ આકાશને વાયુ; તેના કરતા હરિ....ચતુર૦
એક સુલભ વસ્તુ કોઇ જોશે,
તેનો કરતા કોઇ પણ હોશે; જુઓ વિચાર કરી....ચતુર૦
તેમજ જગત બધાના કરતા,
નામ જનો વિધવિધથી ધરતા; તેને ભજી લો ૪રી....ચતુર૦
કંઇક ભકત આફતથી ઉગાર્યા,
સંસારાબ્ધિમાંથી તાર્યા; ગુણ રહયા ગયા તે મરી....ચતુર૦

એક મનુષ્યની સેવા કરતાં
સુખ શાંતિથી પેટજ ભરતાં, રહો છો ઠામ ઠરી...ચતુર૦
તો ત્રિભુવનના પાળક પ્રભુજી;
કેમ ધરે નહિ આપણી અરજી, પ્રેમ પુરણુ કરજોરી....ચતુર૦
તેહ તમારાં ફ્ટો કાપે;
જે મન વાંછો તે ફળ આપે, જાઓ સહેજે તરી....ચતુર૦
જેણે માનું દેહ તમને આપ્યો;
સુખ શાંતિ વૈભવ પુર થાપ્યો, તેને જાણ્યા નજરી....ચતુર૦
મગ્ન કહે જુઓ આંખ ઉઘાડી;
મિથ્યા માની સંસારની બેડી, કળ થકી કરીને પરી....ચતુર૦

## ૨૫

( સંસાર સમજીએ શાણા—એ રાગ )

પ્રભુને ભજીલે પ્રાણી નમી નમી નીતે,
બાજી સંસાર કેરી સહજમાં જીતે-પ્રાણી....નમી નમી નીતે૦ ટેક.
કાયાં સોગટડાં તારાં, એકે ન પાકે પ્રાણી....નમી નમી નીતે૦ ૧
લડાલડી અણુમી ખાઇ, જુઠું બોલી થાકે પ્રાણી....નમી નમી નીતે૦ ૨
ચુકાવીને ચિત સહુનાં, જુઠાં ડગ ભરતો પ્રાણી....નમી નમી નીતે૦ ૩
પોબારે પહોંચે ત્યાંતો, સહજમાં મરતો પ્રાણી....નમી નમી નીતે૦ ૪
મન ધરે હોંશ મારી, સહુ પહેલ પેસું પ્રાણી....નમી નમી નીતે૦ ૫
નહિ ઇશ્વર સહાય, ખાય ઠોકર ઠેસું પ્રાણી....નમી નમી નીતે૦ ૭

સાખી.

સંસારની બાજી બધી, બાજી રમતની જાણજે.
જ્યાંસુધી દીલ ચેતો નહિ, ફોગટ તરીકાં તાણજે.
સતધર્મ મારગ ચાલશો તો, આપ અમરાપુર જશો,
કદી કામ કુડાં જે કર્યાં, કાયા થઈ ભુત ભટકશો.

રમતની બાજીમાં તો, જુઠું બોલી જીતો પ્રાણી....નમી નમી નીતે૦ ૮
પ્રભુ પ્રેમ પીતો મગ્ન રંગે સાચી રીતો પ્રાણી....નમી નમી નીતે૦ ૯

## ૨૬

( સીતાજીના મહીનાનો રાગ )

જન્મ ધરીને જાણ્યા નહિ જગદીશને, કેવળ કીધાં કાયા સુખનાં કાજજો;
અવસર ચુકે મોટું વીખુ લઈ ફરે, નાં મુરખ મનમાં કાંઈએ લાજજો—
જન્મ ધરી૦

બાળપણામાં રમવાના રાજી રહ્યો, જોબન ધનથી નારી સાથે નેહજો;
આવી અવસ્થા બુઢાપણકાળે કરી, વ્યાધી દુઃખથી ન ગણે વરસે મેહજો—
જન્મ ધરી૦

જાણ્યું જીવડે જમડા ઝાલી લઈ જશે, અધિપતિ પાસે શાશા ઉત્તર દેશજો;
વળીઆ કરી વિચાર જવા સતસંગમાં, દીલમાં નમજો ભાવભક્તિ લવલેશજો—
જન્મ ધરી૦

આંખોમીંચી કીધાં કામ પ્રપંચનાં, જોબનપણમાં જાણ્યા નહિ જગદીશજો;
મગન કહે અવતાર ગયો એળે કરી, કુંડમાં કાકો કારમી પાડે ચીસજો—
જન્મ ધરી૦

## ૨૭

( રાગ—સીંધાનો કનરો. )

કેશવ ભજતું તજીને કપટી, તાલ મૃદંગ તાળી કે ચપટી....કેશવ૦
નૃત્ય વાદ્યમાં ભજને ભળતો, તેને અમૃતસમ રસ મળતો....કેશવ૦
ભક્તિરસ સંગીતાનંદ સાથે, જીવ બ્રહ્મ રમી રહે માંથે....કેશવ૦
બ્રહ્માનંદમાં લાગી તાલી, પ્રભુ પ્રત્યક્ષ દેખે ભાળી....કેશવ૦
પાર પહોંચે નહિ કદી કોઇ તેવા, મેળવે મીઠ સુધારસ મેવા....કેશવ૦
મગ્ન બ્રહ્મપદ લ્હાવા લેવા, સંગીત નૃત્ય વાદ્ય ભજન દેવા....કેશવ૦

## ૨૮

( નાથ કેસે ગજકો બંધ છોડાયો —એ રાગ )

નારાયણ નામ રટણ કરો ભાવે, જીવ સાથ અન્ય કોઇ નાવે.
નારાયણ૦ ટેક.

સાથ સહોદર માલ ખજાના, વડી વજીફા કહાવે;
મેહેલ સેહેલ હાકેમ હમીરી, સર્વ તજી જીવ જાવે....નારાયણ૦
વિધવિધના વૈભોગ મેળવી, ભાર ભર્યા અતિ ભારે;
અધવચ દરિયે ડુબે નાવ એ, જાય ન પેલી પારે....નારાયણ૦
ભોગવે સર્વ તજીને ગર્વ, પ્રભુપ્રેમી ભકત પુર થાવે;
રહેવે મગ્ન નહીં આવે વઘ્ન, કરી મોજ વૈકુંઠ જાવે....નારાયણ૦

## ૨૯

( કય સમરોગે રામ—એ રાગ. )

પ્રણમો પ્રેમ ધરી, ભક્ત જન, પ્રણમો પ્રેમ ધરી.
એહ કમાણી ખરી, જીવનની એજ કમાણી ખરી....ભક્તજન૦
ધામમાં આવો, નામનો લ્હાવો, લેજો ગહડી કરી....ભક્તજન૦
રામજી કૃષ્ણજી શેષજી સુંદર, જીહવા જપો શ્રીહરિ....ભક્તજન૦
કેશવ કરૂણાસિંધુ પાવો, ગાવો ભાવ ભરી....ભક્તજન૦
ગોવિંદ ગુણનીધિ ઘટમાં રહેશે, મગન વિનતી કરી....ભક્તજન૦

## ૩૦

( રાગ—પ્રભુને ભજોરે. )

ભજી લે હરિરે, મનવા ભજી લે હરિ,
આ આનંદનો અવસર કદી નહિ આવે ફરી.
ઘટમાં જરીરે, મનવા ઘટમાં જરી;
પ્રભુ નામ ઠરાવો, મનવા ઘટમાં જરી.
ભટકાં ભરી ભરીને ભવમાં, ભમતો ફરતોરે;
જીવને ઝડપવા કાળે તૈયારી કરી...............આ આનંદનો૦
મારૂં મારૂં કરીને મુરખા, મરવાને સુતોરે,
નહિ લેશ પ્રભુને ભજ્યા ભાવ ધરી........આ આનંદનો૦
હજુ શીઘ્ર શ્રીધરજીને સ્નેહે સંભાળોરે;
જાયે ભવ પારે સુખે સેહેલ કરી...........આ આનંદનો૦

કહે ભગ્ન માની માટ, ચતુરભુજ ચહાજોરે:
કદી નહિ ધરતા પાછી પાની ડરી..........આ આનંદનો૦

૩૧

( વૈકુંઠ નહીં આવું નહિ આવું વ્રજ૦—એ રાગ )

મુરખજન અવિવેક અકલહિણુ સમજુ થાયનારે;
કોટી કલ્પ રહે પાષાણુ નીર, પલટાયનારે........મુરખજન૦
પાણીમાંથી બહાર નીકાલે, પરખુ જોવા સહેજ પછાડે;
તુરત તણખા ઝરપે, પાવક લહાયનારે...........મુરખજન૦
કાગ પક્ષીને રંગ ચઢાવે, હંસ સભાની માંહી અડાવે,
જાત જણાવે કાગ શબ્દ કરી ગાયનારે........મુરખજન૦
ગર્ધવ ગુણગ્રાહીને ઉરમાં, સજ્જન અર્પે સાકર ચુરમાં,
કુશકાથી રાજી, અમૃત રસ ખાયનારે...........મુરખજન૦
નરપશુઓજે પામરપ્રાણી, તેઓને માણુસમાં જાણી;
સુન્ સંત તું સમજુ કરવા ચહાયનારે........મુરખજન૦
અજપશુ ઉપરહેતજ કરીએ, શુભફળ મુખઆગળ લઇધરીએ;
અકરમી અજ વદને ફળ કદી જાયનારે........મુરખજન૦
શ્રોત્રહીણુને સંગીત શાનું, અંધજનને મીથ્યાભાનુ;
વૃદ્ધ વ્યાધીજન વૈભોગે સુખી થાયનારે...........મુરખજન૦
નર્ક કીટ નરકે સુખી રહેશે, ભ્રમર શીખામણ તે નહિ લેશે;
કહે ભગ્ન સહુ સુગ્ર (પછી)કો નરકે જાયનારે........મુરખજન૦

## ૩૨

( રાગ—ઉપરનો )

જન્મ ધરીને જુગજીવન, જરા નહિ જાણીયારે;
આવ્યા આ અવનીમાં, માત પેટ થઇ પહાણીઆરે........જન્મ ધરી૦
બુંદ ચાહ બીસ્કેટ ને બીડાં, રસ્તાપર રખડે જેમ તીડાં;
ચસમાં ચક્ષુ, ચીરૂટ ચસકા તાણીયારે........જન્મ ધરી૦
હોટલમાં હડકાયા થાતા, દમ્મો દમ્મી માલ ઉડાતાં,
ઘરની નારી ઘડતી, ઘંટી ખાણીયારે...............જન્મ ધરી૦
નાટક થેટર નવરૂં નાહી, ચાલ્યા ચાબુક કરમાં સાહી;
ભોળા જન ભટકાવ્યે, મોટા માણીયારે...............જન્મ ધરી૦
લેશ હૃદયમાં જાણે નાહીં, કોણ જીવ હું આવ્યો આંહી;
જન્મ ગુમાવ્યો, કરી ઘડાના ઘાંણીયારે...................જન્મ ધરી૦
શા સુકૃતથી સાહેબી પામ્યો, તે સુકૃતને છેકજ વામ્યો;
અવર જન્મ શીગત, એ કર્મના કાણીયારે............જન્મ ધરી૦
મનુષ્ય કૃતિના કામો જોઇ, તલ્લીન થઇને પડયો મોહી;
મનુષ્યને રચનાર નજર, નહિ નાણીઆરે...............જન્મ ધરી૦
મગ્ન કહે એ વહાલા વીરા, ભજો ઇશ મનુશા દેહ હીરા;
સમજો દુઃખ દાલીદ્રે, તમને તાણીયારે...............જન્મ ધરી૦

## ૩૩

( રાગ—ગર્ભવાસ રાખ્યોરે. )

દલીદ્ર દુખે દુબીરે, ભવસિંધુમાં ભટકાં ભરો;
મંદ મતિની ખુબીરે, સુખ વૈભવનાં લટકાં કરો....દરીદ્ર૦

શા કારણ આ અવની ઉપર, મળ્યો મનુષ્ય અવતાર,
ઊંચી નજર કરી જુઓ નહિ કદી, જન્મી કરો ભૂભાર;
મોટમ (આસુરી) પદને મળવારે ત્રિવિધ દવની આંચે મરે....હરીદ૦
સંતતિ સંપતિ આયુષ્ય, અધિકું આપ્યું હોય કદી ઇશ,
આનંદ ઓછવ થાએ પૂરણ, શુભ ભાસે દશ દીશ;
તો તો જીવને જાણું રે, પૂર્ણ ભાગ્યશાળી ખરો........હરીદ૦
જ્ઞાન, ગુણ, રૂપ, પરાક્રમ બળ, કદી આપ્યું અધીક કીરતાર,
સર્વજ્ઞતા સંપુરણ કરી, માણ્યા સકળ સુખ સાર;
તો તો નિશ્ચે નાણું રે, દીઠો સ્વર્ગ સુખનો ઝરો....હરીદ૦
હોંસ ધરીને હૃદયે પુરણ, ભજના હો ભગવાન,
પરિબ્રહ્મને પૂરણ પામી, ભૂલ્યા હો દેહભાન;
વૈકુંઠપુરમાં વસવારે, જાણું તરતીબ કરો...............હરીદ૦
નજરે નીરખું નહિ એમાંનું, એક સુખ્ખકો જંત,
તોણે ટાંપાં મારી રગડે, રાત દિવસ નિજ તંન;
કહે મગન મનમાંરે, જનમાં તેને બહુ ખરો...........હરીદ૦

૩૪

( રાગ—હોરી. )

સમજુ જન, સમરો સારંગ પાણી;
સ્નેહામૃત સુધ વાણી, મહાત્મા અનુભવ નાણી...........સમરો૦
ગોવિંદ ઘટમાં આપણ રહીએ, વેદ વદે એમ વાણી;
વિકસી વિરાટ સ્વરૂપ નિરખાવી, અરજુન આફત તાણી.
મહાત્મ૦....સમરો૦

વામનરૂપ ધરી બલિ પાસે, દ્વિકગ ભુતળ નાણી;
સ્થિર ધરી ચર્ણ શર્ણ થઇ રહીયા, પાતાળે જુગ જાણી.
મહાત્મ૦....સમરો૦

નૃસિંહરૂપ પ્રગટ પ્રભુ પેખ્યા, થાતાં સ્તંભની હાણી.
કહે મગ્ન એ રામ રટથી, મોક્ષ ગતી જન માણી.
મહાત્મ૦....સમરો૦

## ૩૫

( રાગ—સાચા સગા સમર શ્રી ગીરધર કોઇ સમે નવ મુકે. )

ભકતાધીન ભગવાન, ભકતના હૃદય કમળમાં ભાસે;
સંપૂરણ તે ફળે વાંછના, જેહ જેહવી રહાસેરે....ભકતાધીન૦
સગા સંબંધી પુત્ર પતિ થઇ, ભકત હૃદયમાં ભાવ્યા;
પિતા થયા કંઇ વંશજ પલટયા, દાસ થઇને આવ્યારે....ભકતાધીન૦
પશુ પ્રાણી જડ વસ્તુમાંથી, શ્રીધર સહાય કીધી;
અદ્દભુત આફતમાંથી ઉગારી, ભકત મોક્ષ ગતીદીધીરે....ભકતાધીન૦
દાસ તણાં દુઃખ હરવા કાજે, અંતરયામી આવે;
પ્રેમ ભક્તિની પર્ણ પરીક્ષા, કંચન પેરે તાવેરે....ભકતાધીન૦
ગુણગ્નાન વીણ વેશ વીરતા, ઠાઠમાઠ નથી જનતા;
મોટમ પદને મળવા ચહાતા, પ્રેમ પ્રભુનો ખોતારે....ભકતાધીન૦
આ ભવમાં અવિનાશી હરનીશ, કષ્ટ સર્વ તમ કાપે,
મગ્ન માયા માધવમાં રાખી, જન જુગદીશને જાપેરે....ભકતાધીન૦

### ૩૬

( રાગ—ધારેલું ધણીતું થાશે. )

પ્રભુને ગારે, જીવ સત્વર તત્પર થારે;
આવી મનુષ્યાદેહ માંહી, સ્થુલદેહ ભજન કર આંહી;
અતુલિત સ્મૃદ્ધિ સુખ જાંહી, વૈકુંઠપુર જારે.......જીવ સત્વર૦
જે જન જગદીશને જાપે, પ્રભુ તેહ તણાં દુ:ખ કાપે;
તેને પ્રાણાધીક થાપે, કાળ નહિ ડારે...............જીવ સત્વર૦
જે સુખ આ અવની મળતું, તે દેહ છુટેથી ટળતુ;
અક્ષય અધિક સુખ રળતું, જા પ્રભુ પારે...........જીવ સત્વર૦
જે હાલ આ અવની માંહી, નથી મળતું લેશ સુખ કયાંહી;
મુરખ મરતા તે માંહી, કરી પ્રભુ બારે...............જીવ સત્વર૦
બુદ્ધિથી જે સુખ ભાસે, જેનો નહિ કો દીન નાસે,
કહે મગન અમરપુર જાશે, વિઠલવર વહારે...........જીવ સત્વર૦

### ૩૭

( રાગ—પીલુ–ઇસ તન ધનકી )

રામ હૃદયમાં રાખો ભાઇ, કઠણ કામમાં આવે ધાઇ,
જો કદી પ્રભુને પ્રેમે ન સેવો, યમપુરમાં તમ છુટકો કેવો;
કદી જુઠ નિંદા ઘાટજ ઘડશો; ઘોર ભયંકર નરકે પડશો.
મન માન્યું સુખ માણી લીધું, પ્રભુભજન કોદીન નવ કીધું;
જગત જીત્યો ખોટી બાજી ખેલી, મગન કહે તહાં કોતુજ એલી.

## ૩૮

( રાગ—હે તજ દીનો પ્રાણુ. )

હે ભજ ભગવંત, ચન ધરી ચિન્તે ભજ ભગવંત.
ભજ ભગવંત ચંન ધરી ચિન્તે,
અંતકાળ ગતિ કૈસી........................સંતો અંતકાલ.
આધિ વ્યાધિ ઉરમાં વધશે,
મુઢ રહયો શું લેહેરમાં બેશી........................ભજ૦
ભજ ભગવાન તજી અભિમાના,
એક દીન જાના ભાઇ...........................સંતો એક.
હાલ તુને કાંઇ ખ્યાલ ન આવે,
મરણુ વખત લાગે ઉર લાહી........................ભજ૦
જોબન જર ગુલતાનમાં ફરતો,
સ્મરતો નહિ પ્રભ દેવા........................સંતો સ્મરતો૦
દેહ છુટે ગત કેવી થાશે,
ખાશે જીવ તુજ મારના મેવા........................ભજ૦
કહું છું જીવડા સત્યજ તુજને,
કો નહિ તારૂં બેલી...........................સતો કો૦
અતિશે દંડ દઇને તુજને,
નાખશે નર્ક કુંડમાં ઠેલી...........................ભજ૦
નરદેહ પામી રામ ન જાણ્યા,
તાણ્યાં વજન વધારે..........................સંતો તાણ્યાં૦

ઝડપી જીવ લઇ જાશે જમડા,
તે વખતે તુજ કરે કોણ વહારે......................ભજ૦
કાયા કંચન જેવી રહેવે,
હરિ ભજવા નવ ભાવે......................સંતો હરિ૦
ઘટે શકિત વ્યાધિ વધે ઉરમાં,
ધનવંતરી સંભારે તારે..............................ભજ૦
દુરીજન સોબત રહી દુનિયામાં,
લેશ જ્ઞાન નવ આવે..........................સંતો લેશ૦
મન વિચાર કરી લે મુરખા,
શી ગત કાલે આપણી થાવે...........................ભજ૦
અધિક જ્ઞાન થઇ આવશે ઉરમાં,
જ્યારે મરવા સુતો..........................સંતો જ્યારે૦
સ્ત્રી, ધન, માલ, ખજાના રહેશે,
ઝડપ પકડશે જમના દુતો..........................ભજ૦
રોવે સર્વ રહે નહિ ગર્વ,
હોય ભલે તું રાજા..........................સંતો હોય૦
યમદુતો પુર દેશે સપાટા,
રખશે નહિ કંઇ તારી માજા.......................ભજ૦
કુડ કામમાં રચી પચી રહો છો,
રામ રટો નહિ ગીરા......... ..........સંતો રામ૦
કહે મગન શતવાર વિનવીને,
પ્રભુ ભજન ભાવે કરો વીરા......................ભજ૦

## ૩૯

( રાગ—ધનાશ્રી-કબ સમરોગે રામ. )

ભજી લો સીતારામ; ભક્ત જન, ભજી લો સીતારામ.
નહિ બેસે કાંઇ દામ................................ભક્ત જન૦
સંસાર સાગર તરવા કાજે; નાવ પ્રભુનું નામ........ભક્ત જન૦
જન્મ થકી જાતા સુધી નીત્યે, નહિ ઘટશે કદી કામ....ભક્ત જન૦
ઘર ધંધાના કરતાં ફાસલાં, નહિ ઠરવાનો ઠામ........ભક્ત જન૦
પરમેશ્વરની સ્હાય વિના તુને, નહિ મળશે કદી મામ....ભક્ત જન૦
કહે મગ્ન લોભ લાલચ છોડી, પુર્ણ બ્રહ્મને પામ........ભક્ત જન૦

## ૪૦

( રાગ—સાચા સગા સમર શ્રી ગિરધર કોઇ સમે નવ મુકે.)

ઓછાં કર્મ કરેલાં જો જો, દુનિયામાં દુઃખ દીસે;
દેહ દેવાંગના સમી યુવતિઓ, નિશદિન દયણાં પીસેરે........ઓછા૦
ધનાઢયના ઢોલા થઇ બેઠા, અપચા થાય અહારે;
પાંચ શેર પચવી નાખે તે, ભુખે ફાંફાં મારેરે................ઓછા૦
મુઢ માખીચુસ પામર પ્રાણી, જોશો વૈભવ ભોગી;
સર્વ વાત ઉપભોગ કરે તે, દીસે જન્મના જોગીરે........ઓછા૦
બળ બુદ્ધિ હીન મુચ્ચ જનને, નૌતમ રંભા નારી,
ઇન્દ્ર સમાન કાન્તિ થા ફરતા, દેખાશે બ્રહ્મચારીરે........ઓછા૦

મંજાર દેખી માંદા પડતા, રાજ્ય ધણી થઇ રહેતા;
ધીરવીર શત્રુજીત સરખા, દીઠા ઠેલા વહેતારે...............ઓછા૦
મુરખજન અજ્ઞાન પશુસમ, હીરા માણેક ધારે;
બુદ્ધિમંત સર્વજ્ઞ સરીખા, બેઠા માખો મારેરે...........ઓછા૦
કહાન કુંવરના સરીખા છોરૂ, દીઠા રસ્તે રખડતા;
પુત્ર વિના નિરવંશ જતાજન, નયણે આંસુ પડતારે........ઓછા૦
એના અર્થ વિભોગ મળ્યાથી, દુઃખ દાવાનળ જામે;
ઉભય પક્ષ આ દુનિયા માંહી, કિંચિત સુખ નવ પામેરે....ઓછા૦
દુઃખ, દારીદ્ર, અજ્ઞાન અકલહિણુ, એવા જન જે ઘડીયા;
તેહ તણા જન્મારા જગમાં, ફોકટ છુટી પડીયારે...........ઓછા૦
પુર્વ પુણ્ય તણા કારણુથી, જો આપ્યું કરી દશે;
ઓછુ કર્મ ઉપયોગ થાય નહિ, દારૂણ દુઃખીયા દીસેરે........ઓછા૦
પુરણ પુંણ્ય કીધા વિણ સુખની, છોડીને મન આશા;
કહે મગ્ન પ્રભુ ભજતાં ભજતાં, બેઠા જુઓ તમાસારે....ઓછા૦

## ૪૧

(રાગ—વાહરે લાલા મોહન બંસી વાલા.)

લ્હાવા લેવા, જે જનને આપ્યા જેવા;
તજી ઇર્ષ્યા ભજીને પ્રભુ દેવા..........................લ્હાવા લેવા૦
નહિ રહેવું લોભ લાલચની માંહી, હરે હાંરે,
ધ્યાન ધરવું ભુધરનું દિલ માંહી, ભુદરનું દિલ માંહી;
એક તત્વ ભકિતનુ સાહી રહી એવા,
કરી સેવા, ગુણ ગ્રહેવા, શુભ જેવા..................લ્હાવા લેવા૦

સુખ સંપત મહાલીને સદા રહેજો, હરે હાંરે
હય હાથી વૈભવથી કામ લેજો, વૈભવથી કામ લેજો;
પરમારથ તત્પર રહેજો,
તજી દેવા, નહિ એવા, મીષ્ટ મેવા. દુઃખ સહેવા....લ્હાવા લેવા૦
બળ બુદ્ધિ વધારો કરો ખંતે, હરે હાંરે
દુષ્ટ દુર્જન દેખીને સદા કંપે, દેખીને સદાય કંપે;
નહિ દિલ હરામી જપે,
રહે અદેખી, દીલ દેખી, શુભ પેખી, મુદ જેવા....લ્હાવા લેવા૦
શાને ગભરાવો દુસ્ટ વાત વધાર્યે, હરે હાંરે
વ્હાલા વાત વધાર્યે રે;
છોડી સહુ આસક્તિ. કરી પ્રેમે પ્રભુની ભક્તિ;
ભલે (દુનિયા) બકિત, જે શકિત, પ્રભુ વ્યકિત,
કરો નિત સેવા......................................લ્હાવા લેવા૦
કંઇ ધુર્ત ભોળા ભરમાવે, ગુણ રૂપ પ્રભુ નવ ભાવે;
પુણ્ય દાન કરે સહુ પાવે,
અમ આપો, તમે તાપો, અડબંગ અવધુતા જેવા....લ્હાવા લેવા૦
જે જનને આપ્યા જેવા, તજી ઇર્ષા ભજીને પ્રભુ દેવા;
સાદાઇમાં સહુકો આવ્યું, (આ જમાનામાં અજ્ઞાની વર્તે છે)
ગુણહીણપાણું પ્રભુ ભાવ્યું. મુર્ખાઇમાં મહાત્મ કહાવ્યું.
રહે રાની, નહિ શાની, તે પાવે મોદીક મેવા.......લ્હાવા લેવા૦
બહુ લાંબી રાખીને મુખે દાઢી, હરે હાંરે
સિંદુરની કપાળે આડ કહાડી, સિંદુરની આડો કહાડી;
તજી તાન ભ્રાતને માડી,

હળવળતા, વળી વઢતા, દિલ ઘડતા ઘાટજ એવા....લ્હાવા લેવા૦
કરે કામ કુડાં ઢોંગ ધરમના ધારીરે, હરે હારે
વ્હાલા ધરમના ધારીરે;
સાદાઇમાં સાદાઇમાં સદાય રહેતા, જાણે નથી લેતા દેતા,
દિલ દાખી, મુખ બાખી, ચિત રાખી;
ઓળખજો એવા..................................લ્હાવા લેવા૦
કોઇ કહેતાં ભકિતનો ભેદ ભાગો, હરે હાંરે
કરી ઓઢું શ્રીફળીઆ શીર રાખો, શ્રીફળીઆ શીર રાખો;
મ્હોંપર બેસી રહે માખો, ભવ આખો, રીત રાખો,
ગમાર ગામડીઆ જેવા..............................લ્હાવા લેવા૦
વળી કરતા તમાસા કાંઇ કાંઇ; હરે હાંરે
જઇ બેસે સરીતા તીર જ્યાંહી, સરીતા તીર જ્યાંહી;
નારીના ટોળા માંહી, ધ્યાન ધારી, પિએ વારી, ખુબી સારી,
કરે પૈ લેવા......................................લ્હાવા લેવા૦
કંઇ કરી ભસ્મના ચાળા, ઘાલી કર કંઠ માળા;
કરે ઢોંગ ધર્મના પાળા,
મન મેલા, કરે ફેલા, દંભી દુનિયાના દેવા...........લ્હાવા લેવા૦
પર વૈભવ દેખીને દીલ બળતા, હરે હાંરે
મન જાણે કયમ મુજને નથી મળતા;
કયમ મુજને નથી એ મળતા, જઇ કુથલ ટોળામાં ભળતા;
પછી કહેતા, નથી રહેતા,
સાલસાઇ આપણા જેવા...............................લ્હાવા લેવા૦
હૃદયમાં રાખો પ્રીત પ્રભુજીની સાથેરે, હરે હાંરે

વ્હાલા પ્રભુજીની સાથેરે,
તે ધરશે કર એ માંથે, નહિ નુન્ય કો વાતે;
શીર નામી, મુજ સ્વામી, બુધ પામી, ભજે મહાદેવા.
લ્હાવા લેવા. જે જનને આપ્યા જેવા, તજી દુર્ગા ભજીને પ્રભુ દેવા૦

## ૪૨

( રાગ—નંદલાલ વાંસે હુંતો ઘેલી થઈ )

પ્રભુને ભજોરે સંતો, પ્રભુને ભજો;
આ જુઠું જીવિત જાણી, સંતો પ્રભુને ભજો.
માયા તજોરે સંતો, માયા તજો,
આ જુઠું જીવિત જાણી, સંતો માયા તજો.
કળી કાળ માંહી પ્યારા, આયુષ્ય ઓછુ રે;
વિઠ્ઠલ નામ ગાઈ વીરા, કરી લો મજો........આ જુઠું૦
જરા વ્યાધિ દેહ માંહી, જહાં સુધી નાવ્યોરે;
પરમારથ કરીને પ્યારા, પાવન થજો...........આ જુઠું૦
સત માર્ગ ચાલી મહાલી, દૈભવ પીતેરે;
પ્રભુ ધ્યાન ધરવા, સત સંગે જજો...........આ જુઠું૦
પડે કાન પડઘા જ્યારે, અંતકાળ કેરારે;
રામ આયુધ લઈને, મગન તૈયાર હજો...........આ જુઠું૦

## ૪૩

( રાગ—પ્રભાત )

રટણ કર રામનું, રટણ કર રામનું, કામનું એજ સંસાર માંહી:
ભજી ભગવંતને, દીલ ધરી ચતને, એહથી અધિક આંહી કાંઈ નાહી.

નોડીને બેડીઓ, મંનની મેડીઓ, રોદીઓ સાચવી ચટ ચટજે;
પકડશે હેડીઓ, જઇશ જ્યે તેડીઓ, પડ રિપુનુ નહિ ધ્યાન ધરજે.
માણી સુખ મહેલમાં, રંગની રેલમાં, વેલ પ્રભુ પ્રેમની નીર પાજે;
જાય પ્રભુ વાટમાં, નર્મદા ઘાટમાં, મગ્ન પ્રભુ પ્રેમથી હરત સહાજે.

## ૪૪

( ભજન—રાગ—ત્રીતાલી. )

ઉંટ પેરે અભાગીઆ શું ઊંઘે છે, કાળ લેવાને તન તારૂં સુંઘે છે—ઉંટ૦
બેઠો બેઠો બગાસાં ખાએ છે, કામ કરવા પ્રપંચ ઉઠી ધાએ છે—ઉંટ૦
કંપ બકનો ઉપદેશ પદ બોલે છે, મોઢું ફારીને તોલાં તોળે છે—ઉંટ૦
અન ખાઇ હરામનું તું સુતો, માર મારસે મધરાને યમદુતો—ઉંટ૦
ખુબ ઘરચી ગળ સુધી ખાવે છે, પ્રભુ ભજવામાં ઊંઘ ઘણી આવેછે—ઉંટ૦
પાણી પીએ પેટ પોચું કરી ખોખા, કહેમગ્ન જ્ઞાન ધ્યાન ધર ઓ ટોબા—ઉંટ૦

## ૪૫

( રાગ—ઉપરનો. )

વારે વારે મુરખ શું કહું કથીરે, તું તો જાણે મારે મરવું નથીરે—વારે૦
કાળ તડકે કમાવાને ચાલીયોરે, જેમ કુતરાને હડકવા હાલીયારે—વારે૦
નવ બેસે નીરાંતવાળી ઠરીરે, પાઇ ખોવે તો ઘાલે ગળે છરીરે—વારે૦
જગત કરતાને જરા નથી જાણતોરે, ભેંસભાઇ જેવો ત્રથા કોસ તાણતોરે—વારે૦
રામ નામ વીણ દીન તારો નહિ વલેરે, કહેમગ્ન કદી મોક્ષ તુને નહિમલેરે—વારે૦

## ૪૬

( ભજન—રાગ—ત્રીતાલી )

દુરજન દ્વેષી છેરે, દ્વેષી છે એની મતિ આસુરના જેસી છે, એ ઢોંગીછેરે
ગંભીર જ્ઞાન નહિ માને, નહિ માને, પ્રભુ નામ ધરે નહિ કાનેરે—દુરજન૦
જગત ભેદ નહિ ખોળે, નહિ ખોળે; લઇ સાથે બીજાને બોલેરે—દુરજન૦
ગોવિંદ ગુણ નહિ ગાશે, નહિ ગાશે, આવી કલેશ કરાવશે પાસેરે—દુરજન૦
ધર્મ કર્મ નહિ ધરતા, નહિ ધરતા; દુઃખી દેખી બીજાને કરતારે—દુરજન૦
જાણે નહિ જગદીશા, જગદીશા: સુજ્ઞ જનપર કરે દાંત પીસારે—દુરજન૦
વિપત્તિ કુપ દે ઠેલી, દે ઠેલી; કંઇ થાય નહિ પ્રભુ જેના બેલીરે—દુરજન૦
તેહતણો સંગ તજજો, સંગ તજજો. મગન કહે પ્રભુ આંખોમીચીભજજોરે—દુર૦

## ૪૭

( રાગ—હેજી કહાન બોલો મ્હારા. )

મનુશ દેહ ધરીને ભાવે. ભજો રામ ભાઇ,
કરતાં વીચાર પળ પળ, આયુસ્ય જાઇ...........મનુશ૦
જુવો જીવ સુક્રીત કરીને, નર દેહ પામે:
વચન કર્મ મનસા એથી, નવું ભાગ્ય જામે.
અધમ ઉચ ગોની માંહી, કરી ભાગ્યે જાઇ.......મનુશદેહ૦
પુર્વ જન્મ ભાગ્યે કરીને જન્મ લહે છે,
સંપતી દળીદ્ર દુખ સુખ માંહી વહે છે:
સંતતી પ્રીતીને મૃત્યુ, પુરવ ભાગ્ય થાઇ.......મનુશદેહ૦

પરોપકાર રાખી પુરણ સત્ય માર્ગ ઝાલે,
સર્વ પર સમાન દ્રષ્ટી કરી કાળ ચાલે;
અને દેવ તે નરવીરના, ગુણ મગ્ન ગાઈ.......મનુષ્યદેહ૦

૪૮

શાણા સંતોરે સંસાર સુખ કાચુંજી;
સાચું શ્રીધરજીનું નામ, સંતો વીચારે...........શાણા૦
ખોટા ખેલોમાં, છોટમ કાળ ખોયોજી;
રમત ગમત ચિત મોહ્યો. સંતો...............શાણા૦
તરૂણી તણાયો તરણાવત તરૂણેજી;
ધરણી ઢળ્યો ધુન મરણે. સંતો...............શાણા૦
ઘણુંરે ગુમાન ઘરબાર માંહી ગમતુંજી;
જાતું દેખીને દીલ દમતુ. સંતો...............શાણા૦
મોંઘીરે મોજે મેળવવામાં મરતોજી.
ફંદે ફસી ફેર ફરતો. સંતો...................શાણા૦
સોંઘીરે સુખ ધામ સુત દામ પ્રેમ પડતોજી,
વિલોકી વિનાશ દુઃખ રડતો. સંતો...............શાણા૦
આપણ છોડી તેહ તેહ છોડી આપણ જાવુંજી;
જાણી એમ મગ્ન રામ ગાવું. સંતો...........શાણા૦

૪૯

( રાગ—મન માયા. )

(હે મુર્ખ) રડાપીટ કરે રહે નહીં રાજીરે,
જુઠી ઝાલી જગતની જંજાળ ઝાઝી.

આત્મા અદ્દભુતરૂપ, ઓળખ્યું ન અંધપણે,
ધંધ ધામ કામમાં ફસાઇ,
કૃષ્ણ કૃપા પામવા ન કર્યું કાંઇ કષ્ટ ખમી,
અધોગતિ પંથ પડયો પાજીરે.....................જુદી૦
રમ્યો નહીં જમ્યો નહીં ગમ્યો નહીં નમ્યો નહીં,
નેહ નાથ સાથ રહી રાજી;
ભમ્યો ખમ્યો દમ્યો ધમ્યો, ભામ્યભાર દેહ દુઃખે,
દુષ્ટ કર્મ દોષ રહયો હલાજીરે...............જુદી૦
કામ ક્રોધ લોભ મોહ, ગર્વ ગ્રહી સર્વ સાથ,
અદેખાઇ કરી રહયો રાજી.
કહે મગન પ્રભુ ભકત સાથ જગત મધ્ય કોઇ,
જનને ઝનુન નથી છાજીરે......................જુદી૦

૫૦

( નાથ કેમે ગજરેકા૦—એ રાગ. )

જગતમાં જન્મ ગુમાવ્યો જુઠો, હજુ ઉલટ ધરી કંઇ ઉઠો....જગત૦
પેટ ભર્યું પશુ પેર પોતાનું, માગી ભીખી લઇ મુઠો;
અધીક અભિમાન એપર રાખ્યો, હોઇ હઇયાનો ફુટયો....જગતમાં૦
જોઇ નહિ જગ રચના જરા મુધી, કામમાં કાળજ ખુટયો.
યમદુત હાથ થશો રહો રડતા, છળબળથી નહી છુટો....જગતમાં૦
તમથી જીકકર કરી ઠીને નહિ, કહી ખાય સવાશેર સુકયો.
મગન કહે કદી માન્ય કરે કહ્યું, જાણુ ત્રીકમ તુંજ ત્રુઠયો....જગતમાં૦

## ૫૧

( ગઝલ. )

કૃપાળુ કૃષ્ણ ભજ પ્યારા, જીવન મુજ પ્રાણ આધારા.
રદય નહિ જેહ અવિનાશી, ભમે તે વ્યર્થ જીવ કાશી.
પઢો મુખ પાઠ પુર પોથાં, ગીરે પ્રભુ પ્રેમ વીણ ગોથાં.
થવા સહુ સુખ દીલ ચાહો, હરિ ગુણ હેતથી ગાઓ.
હરિગુણ મહાત્મ છે એવું, ભજે જન થાય હરી જેવું.
દયાળુ શામળો સારો, દીએ જે મનમાં ધારો.
રહયા સહુ જગતમાં વ્યાપી, સકળ વસ્તુ પ્રભુ સ્થાપી
વિવિધ વિધા જનો જાપે, ભજે એકચિત(તો) પ્રભુ આપે.
કલહ કંકાસ ઉર ભજતા, અસુરી સ્વાંગ ઉર સજતા.
વિચારો જ્ઞાન ઉર ધારી, અરે વિદ્વાન નર નારી.
અધીક આનંદ ઉર રાખો, નહીં મન લેશ દુઃખ રાખો.
કરી એક ચીત જે ચહાસો, કહું છું સત્ય તે પાસો.
મગન (કહે) મુજ મનના કયારા, કૃપાળુ કૃષ્ણ ભજ પ્યારા.

## ૫૨

( રાગ—સીંહાનો કનરો. )

સોળ કળા શ્રીધરજી સેવો, તે વિણ મોક્ષ મળે તમ કેવો,
દૈવી ગુણો મેળવવા ચાહો, જો પ્રભુ પદનો લાવજ લેવો;
સુગુણ સીમા પ્રભુ ધ્યાને ધારો, તમ દેહ જીવ સૌ બનશે તેવો....સોળ૦

જે જન જેવી મનસા ધારે, આખર થાશે તે જન તેવો.
નીચકૃતિ નીચ જન્મને આપે, તે ટળવા વિદ્યાગુણ સેવો ...મોળ૦
સુખ સીમા પ્રભુ મળવા ચાહો, (તો) પ્રભુ વ્યકિત જન ચર્ણોમેં ના.
કલહ તજી સદગુણને ચહાજો, મગન કહે જન ટેકુ દેવો....મોળ૦

૫૩

( મારે મોઢે મનાવી--એ રાગ. )

વર વિઠ્ઠલ વનમાળી, ગુણ ગાઇ પાડી તાળી,
નીહાળી નેહાળી (દ્રષ્ટથી) ભજો સૌ તમે.
જન્મ મરણ દુઃખ ટળે, મોક્ષ ગતિ સહેજે મળે.
નહીં લક્ષ ચોરાસીના ફેરા ભમે. (૨)...............વર વિઠ્ઠલ૦
અતી પાપ પુંજ બાળે, નેહે પુર્ણ પ્રભુ ભાળે,
કાળ કૃતાંત આવી. તેને પાય નમે. (૨)...............વર વિઠ્ઠલ૦
ગાય રામ ગુણ વાણી, મધુર રાગ તાણી,
મીષ્ટ મધુર સુધામૃત, પ્રેમે જમે. (૨)...............વર વિઠ્ઠલ૦
નાસે દેહ તણું દુઃખ, મળે પ્રભુ ચર્ણ સુખ,
રમા નાથ સાથ મગ્ન, મગ્ન માંહી રમે...............વર વિઠ્ઠલ૦

૫૪

( હું શું જાણું જે વહાલે મુજમાં શું દીઠું—એ રાગ. )

સીતારામ હૃદયે તેને, કહો કોણ ડારે;
સદા કાળ શામળીઓજી, કરે તેહ વહારે....સીતા૦

કૌરવકુળ કળ્યું નવજાએ, પાંડવ પાંચ ભાઇ;
લાખાગ્રહ લગાડ્યો જ્યારે, આણ્યું આંચ નાઇ....સીતા૦
પ્રહલાદ પણ પર્વતથી, પડ્યો પુંરણ જાણો,
અધીક થયા નમ થાવોજો, પ્રભુ પ્રેમ જાણો....સીતા૦
દુનિયા દુર્ગમ દુર કપે, ભગત દુઃખ ભાખી;
દેહ દુઃખ ડરે નહિ, અધ્યાત્મિક જેહ ચાખી....સીતા૦
સતધર્મ પ્રભુ વિણુ સુપનો, નહિ સહેલરસ્તો;
કટક દુઃખ કેરા માંહિ, મગ્ન મગ્ન હસ્નો....સીતા૦

૫૫

(શામ રંગ સમીપેન જાવું—એ રાગ.)

ભકત નીરભય પ્રભુ નામથીરે, સહુ ભકત નીરભય પ્રભુ નામથી;
તેને સંસારી શું કરે આમથીરે....................................સહુ૦
ભકતજન પ્રભુતણી આશપર ગાજતા, સંસારી ગામ અને ઠામથીરે....સહુ૦
ભકતતણું મન પ્રભુ મળવાને તલપે, સંસારી મરે દામ કામથીરે....સહુ૦
ભકતજન પ્રભુજી મેળવવાને દુખીયો, દુરીજન ધર દેહ ચામથીરે....સહુ૦
મગન દુરીજનથી ડરે ના કદાપી, વડીલ વીઠ્ઠલજીની હામથીરે....સહુ૦

# વૈરાગ્ય ભજન.

## ૫૬

( રાગ—ગઝલ. )

કરજોડીને કરૂં વિનતી, નિજ ભક્તપર લાવો દયા;
નિજ ભક્તપર લાવો દયા, પ્રેમ પૂર્ણજી આગગા થયા....કરજોડીને૦
કળી કાળ, માયા જાળ, બાળ બચાવી શરણે લીજીએ:
હું અનાથનાથ નિભાવી નિર્મળ પ્રેમ ભક્તિ દીજીએ.
છો રંકના પ્રતિપાળ, બહુ વિધ સંત વાણી કહી ગયા....કરજોડીને૦
ધરી માનુ દેહ વિપત્તિઓની ઝાળ જે લાગી ખરી:
ઘનસ્યામ, સીતારામ, નામની હામ, મમ ઉરે હરી.
ભમતાં લક્ષ ચોરાશીના ગર્ભમાં, કંઈ વ્યર્થ ભવ બહુ વહીગયા....કર૦
મોહ પાસ કામ, મદ ખાસ મત્સર લોભ મનવસી રહ્યા,
ધરી ત્રાસ, આયુ નાશ, ત્રિવિધ તાપ તન ધસી સહ્યા
હવે મગ્ન દીન વિનવે, મેં ગુણ આપના ના લહ્યા...કરજોડી૦

## ૫૭

( રાગ—કાલીંગડા. )

ચલ આયા પંઢરપુર માંહી, તારક ત્રિભુવનમેં તુજસમ નાહીં,
માત તાત ભગની સુત બંધુ, દારા અંગ સગાઇ;
કાળ ઝપટ જબ લગે આયકર, પુકારે ત્રાહી ત્રાહી.......તારક૦

જગ ભુમિ યોવન કીર્તિ કુલીનપન, રૂપ ગુણ અધિકાર',
આધિ વ્યાધિકા લગા સપાટા ઓ કુછ કામ ન આર'...તારક૦
ઓ કુછ મગન કે પાસ નહિ, હે પાસ નામ એક તાહીં.
અંતકાળ વ્યાધિથી ઉગારી વિઠ્ઠલ સહાજે બાંહી..........તારક૦

## ૫૮

( રાગ—કરજોડીને કરૂ વિનંતી )

સમરણ કરૂ શું શામળા, વિઠ્ઠલજી વ્હાર કરી ખરી;
ટાળી વિકટ જંજાળ જે, અતિ દુખને કષ્ટે ભરી....સમરણ૦
સુંદરજી ધ્યાન ધરાય, થાય સદા વિનંતી આપણી;
નહિ નામે વિઘ્ન ધરાવે, શત્રુ હેત હૃદયની તાપણી.
પ્રભુ પ્રેમ પહેલાં પાઇને, સહુ આપદા આઘી કરી.......સમરણ૦
આપ્યું અભયપદ હાથથી, નહિ લેશ દહેશત તાતથી;
સ્મરણ સરજાએ સાથથી, નહિ ન્યુન રહી કો વાતથી,
કહે મગ્ન મુખથી વિઠલેશ, કહુ શું કેવી કૃપા કરી.......સ્મરણ૦

## ૫૯

( રાગ—શામળીઆજી કરજો મારો સહાયરે )

ભકત વત્સલ કૃતિ જોશો નહિ કિરતારરે,
તમે અંત સમયે, વિઠલજી વેગે પધારજોરે.
કહાન કુંવર છો નોધારાના આધારરે.

તમે વિપદ વખત વિઠલજી બ્હાલ વધારજોરે........તમે૦
પડયો આ પીંડ માંહી, કીધાં નહિ પુણ્ય કાંઈ;
કુકર્મી કામ સાહી, રટયા જુગદીશ નાહીં,
વિચારી વાત, જોડું હવે હાથ, ત્રીકમ તારજોરે... ... તમે૦

( સાખી. )

આવે કાળ કૃતાંત, દેઈ દુંદુભી જયાહરે,
સાહે કરજો નાથ, જોશો નહિ કૃતિ તાહરે.

અરજ ઉર ધારીને, સાનિધ્ય પધારીને.

જીવણ જશોદાના જાયા, વિઠલ વધકુંદરાયા,
મુકુંદ મુકાવા માયા, વિપતી વટાવી કાયા,
હેતગ્રહી, મગ્ન લઇ સાથ સ્વર્ગે સિધાવજોરે........તમે૦

૬૦

## શ્રી વિઠ્ઠલનાથજીની થાળ.

( રાગ—કાલીંગડા. )

રૂચી ભોજન ડંકા બાજા, પધારો કરી મહેર પંઢરપુર રાજા.
બેકર જોડી પ્રેમે વિનવું, ભકત ભુવનમેં આજા;
પધારો કરી મહેર વિઠોબા મહારાજા.
મર્દન તૈલ સુગંધીક વારી, આસન સ્નાન કે કાજા....પધારો૦

ઝર કસી પીતાંબર ઉપ વસ્ત્ર, સુગંધ વિલેપન ઝાઝા....પધારો૦
હેમ આસન મણિ જડિત્ર વિરાજે, પાંડુરંગ મહારાજા....પધારો૦
કંચન ત્રાટ જળપાત્ર શીતળ શુભ, ધુપદીપ અતિ છાજા....પધારો૦
દિન દયાળ દયા કરીને મમપર, થાળ આરોગન આજા....પધારો૦
દાળ કઢી સખડી ઘૃત પ્રીતે પંઢરપતિ અતિ પાજા....પધારો૦
કળી ઘેબર મુતકેણી જલેબી, પુર્ણ ચંદ્ર શા ખાજા....પધારો૦
શાક રાઇતાં અથાણાં ઉત્તમ, ભજીયા તાજા તાજા....પધારો૦
દુધપાક શ્રીખંડ રંભાફળ, આમ્ર અમૃત પાક ઝાઝા....પધારો૦
પંચામૃત દક્ષણી પ્રિય ચટણી, ફુલવડી પાપડ સાજા....પધારો૦
કેસરી ભાત ફુલ રોટલી ઘૃત શું, સેવતાર અતિ ઝાઝા....પધારો૦
પુરણપોળી શીરોપુરી મોદીક, રખશો ન મોહન માજા....પધારો૦
રેવાજળ નિરમલ સુગંધીક, શુદ્ધાચમન શીર તાજા....પધારો૦
કેસર કસ્તુરીમય તાંબુલ, પુષ્પ શયન સુખ સાજા....પધારો૦
"રૂક્મિણી" સાથ પધાર્યા વિઠ્ઠલ, ગર્જે બ્રહ્માનંદ ગાજા....પધારો૦
"મગન" મગન થઇ યુગલ સાનિધ્યે, ગાવે બજાવે બાજા....પધારો૦

## ૬૧

### ( આરતી. )

જય જય યદુરાયા, પ્રભુ જય જય યદુરાયા;
લળી લળી લાગુ પાયા, ટાળો દુર માયા........જય જય૦
જય જય રઘુનાથા, પ્રભુ જય જય રઘુનાથા,
આપ ચરણ મુજ માથા, જય જય રઘુનાથા....જય જય૦

જય જય જગદીશા, પ્રભુ જય જય જગદીશા,
વ્યાપક જગ દશ દીશા, જય જય જગદીશા....જય જય૦
જય ત્રીકમ સ્વામી, પ્રભુ જય ત્રીકમ સ્વામી,
ધ્યાન ધરૂં શિરનામી, જય ત્રીકમ સ્વામી.... ...જય જય૦
શ્રીધર શેષસાઇ. પ્રભુ શ્રીધર શેષસાઇ,
ભકતની વ્હારે ધાઇ, શ્રીધર શેષસાઇ....જય જય૦
બ્રહ્મા હર હરજી, પ્રભુ બ્રહ્મા હર હરજી;
ધ્યાન ધરો મુજ પરજી, બ્રહ્મા હર હરજી.......જય જય૦
વિઠલ પંઢરી, પ્રભુ વિઠલ પંઢરી,
આરતી મગ્ન ઓવારી, વિઠલ પંઢરી...........જય જય૦





# પ્રકરણ ૭ મું.



## પ્રેમભક્તિ

[ માનુષી તથા ઇશ્વરી ].

( દ્રોપદ–કલ્યાણ. )

વિનવું વિનાયક પ્રેમ રહેમ ધરો હરો હૃદયા માંહી,
ગણનાથ બુધ સીધસાથ સ્હાત ચતુરભુજા આવો અહીં.
વિઘ્નેશ્વરા વરદાઇ આઇ વસો સદા ઉત્સવ મહીં,
દશ નામ જપે વધ્ન મગ્ન વદે હૃદે થાયે નહીં.

૬૨

( તાલ દ્રુપદ—રાગ—કલ્યાણ. )

તરીએ.... ધ્યાન ધરણીધર ધરીએ,
વરીએ.... શ્યામ વિઠલવર વરીએ.

નંદ લાલ દીન પાલ દયા ધન,
કૃષ્ણલાલ દીલ વહાલ ભજી જન;
દુસ્તર ભવ દુઃખ હરીએ.......તરીએ૦
પુર્ણ પ્યાર વ્રજ નાર વંદ્રાવન,
કરી વાસ પુરી આશ સકળ મન;
મગ્ન ગાન પ્રભુ કરીએ.......તરીએ૦

( કલ્યાણ--દ્રુપદ. )

શ્રીકૃષ્ણ પંકજ પાદ પ્રેમે, પ્રણમી પય પુર પીજીએ;
ગુણ ગાઇ ગોવિંદ ગાન ઘટમાં, રામ હૃદયે લીજીએ....શ્રીકૃષ્ણ૦
રામ શ્યામ સુલક્ષણા, ભજી ભાવ ભક્તિ ભીજીએ;
રૂકમાપતિ હૃદયે ઠરે, મન મગ્ન મોઝો કીજીએ....શ્રીકૃષ્ણ૦

---

## સંસારીક તથા ઇશ્વરી પ્રેમની મહત્તા વિષે.

૬૩

( રાગ--ત્રોટક છંદ. )

શુદ્ધ પ્રેમ તહાં કાંઇ નેમ નહી, એ વિણ ત્રિભુવન એક થાય નહી;
જેણે પ્રેમ કરી જાણ્યો સારો, તે જન વિદ્વાન ગણો યારો.
પ્રેમ શબ્દ અઢી અક્ષર માંહી, ગુણ તુલના તેની થાય નહી;
પ્રેમેથી પંચ ભુતો મળીઆં, જગતોત્પતિ બાળયાં તળીયાં.

પ્રેમેથી જગત જો બળીયાં, સુખ વૈભવ જાય નહિ કળીયાં;
પ્રેમ વિના પિતૃઓ પામે નહિ, દ્વિજ દમ્પતિ ઐકયજ જામે નહિ.
શુભ સંપતિ સંપતિ નામ્યે નહિ, દુઃખ ડુંગર દુનિયા વામે નહિ;
જન ભિન્નભાવ મતિ કાપી, રહ્યા પ્રેમ રૂપ પ્રભુજી વ્યાપી.
પ્રેમી થાવા નહિ પાપ લહ્યું, દમ્પતિ વ્રત જેથી ઉચ્ચ કહ્યું;
અનસુયા એહ ધરમ પાળ્યો, શુધ પ્રેમ પ્રભુ પતિમાં પાળ્યો;
પ્રેમોદધિ દમ્પતિ પુર્ણ ધરે, નહિ કલેશ કંકાસને દુઃખે મરે.
ઘૃત વિણ જેમ દુધ મીઠાશ નહિ, વિણ પ્રેમ સુખની આશ નહિ;
બાળક પણ પ્રેમ પિના માતા, યોવને પ્રેમી દમ્પતિ થાતા.
રહી સાથ પ્રભુજીને ગાતાં, બની શાંત ચિત મોક્ષે જાતા;
ભારતિઓ પ્રેમ પ્રભુ ભુલ્યા, નિજ શિર ડુંગર દુઃખના હુલ્યા.
અદ્વૈત ધર્મ વેદે ગાતા, તે પ્રેમ ભજે સહેજે થાતા;
જડ ચૈતનપર શુધ પ્રેમ થયો, દુરગુણ રહેવા નહિ ઠામ રહયો.
યોગી જન પુરો તેજ કહયો, જાણી બ્રહ્મ મોક્ષ સહેજ ગયો;
જેનુ મન પ્રેમ ભિંડાર હશે, તે સ્વાર્થ માર્ગ કરી નહિ ધશે.
તેને મન પ્રેમ પ્રભુજી વસે, પર સુખ દેખી નહિ હસ્ત ઘસે;
રસ પ્રેમ હૃદય દમ્પતિ વહેતા, તે જન્મોજન્મ સાથે રહેતા;
શુધ પ્રેમથી જે જે ઐકય ભળે, નિશ્ચે ભવ બીજે આવી મળે.
મુરખ જન એહ ગતિ ન કળે, વિપયીરૂપ સુકાં દયણા દળે;
પ્રેમેથી પાવક નહિ પીડે, પ્રેમીજન પ્રેમી સાથ હીંડે.
તેને ભય કોનો ડારે નહિ, ત્રીભોવન તેને મારે નહિ;
ચઢી ચેહે આનંદે જતીઓ, પતિ પાછળ નારી થઇ સતીઓ.
એ શુદ્ધ પ્રેમનું કારણ છે, એ મંત્ર ત્રિવિધિ દુઃખ તારણ છે;

એ પ્રેમ જેમણે જાણ્યો નહીં, ખુબાર કરીને માણ્યો આગ઼ે.
પ્રેમથી નોકર કામ કરે, સહુ શેઠ તેનું ઘરબાર ભરે,
કો જંન નેહ નજર નાખે, કદી સ્નેહ આપ સાથે રાખે.
જો તે જનને કદી દુઃખ દાખે, તો તન પાડો તમને પાખે.
પરિપુર્ણ બ્રહ્મ અંતરયામી, તમ કાજે કયમ રાખે ખામી.
તે માટે પ્રેમ ભક્તિ કરો, તો આ ભવ પરભવ સહેજે તરો.
જો ભેદ વિચાર અતિ પ્રોશો, તો પ્રેમ ભક્તિ સમ નહિ જોશો.
પછી મનુષ્ય પશુ કે દેવ સહી, વશ વરતે પ્રેમાધીન રહી.
જો સ્વર્ગ મૃત્યુનું સુખ ચાહો, તો પ્રેમ પાઠ ભણવા જાઓ;
પર પ્રેમ તણી આશા રાખો, તે કારણ દુઃખ ઘણાં સાંખો.
પડેલો તમ કાળજડામાંથી, શુદ્ધ પ્રેમ દીઓ બેઠા જ્યાંથી,
સહેજે લાવે પરનો બાંધી, એ પ્રેમે પ્રેમ સગપણ સાંધી.
ભલે દેહ કદી દુર હોએ, પ્રત્યક્ષ હ્રદયમાં તે જોએ,
નિશદીન હ્રદયમાં તેહ રમે, બેઠાં વન વગડે ઘણું ગમે.
રૂષિ મુનિ યોગ સાધન કરતા, તે ધ્યાંન હ્રદય હરિનું ધરતા;
નહિ દેહ પીડાથી તે ડરતા, અંતે માધવજીને મળતા.
જો પ્રેમ વિચાર પ્રબળ થાવે, તો પ્રત્યક્ષે આવી રહાવે,
એ પ્રેમ વિચારને પુર્ણ કરે, જે જોઇએ તે હાજર કરે.
નહિ વિયોગ દુઃખથી તેહ ડરે, મનવાંછીત ફળ જે પુર્ણ રળે;
બળવાન વિચારો થાવે નહિ, માટે પ્રભુ પાસે આવે નહીં.
તમે એક ચિત્ત તલ્લીન હોજો, પછી પ્રેમ તણું પરાક્રમ જોજો.
જેના મન જેનું ધ્યાન હશે, તે આપ આવી હાજર થશે.
શુધ પ્રબળ પ્રેમ વિચાર કરો, નહી જગ્ત દુરીજનથીજ ડરો,

શુભ રત્ન સર્વનું પ્રેમ મહીં, કૃષ્ણે વ્રજનારી ભણાવ્યું સહી;
જે અજ્ઞ જને નવ જાણ્યું કશી, જગદીશ ઉવેખે ભસી ભસી.
એ પ્રેમ શુન્ય હૃદયે પુરા, જખ્ખડ જમડા સમ અધુરા;
એવા જન હસ્ત થઇ ગાડી, ભારતી નર્ક નાખી આડી.
પ્રેમી જન જો નજરે પડતા, થઇ ભેગા સર્વ ઘણા નડતા;
તોડાવા ઘાટ ઘણા ઘડતા, દુર્ગુણી કહી કહીને વડતા.
દિલશુન્ય આપ વિદ્વાન થઇ, અજ્ઞાન સભા આધિપત્ય લઇ,
દંભાથી પુર પંડીત થાવે, વેદાન્ત વેદાન્ત કહી ગાવે.
જાણ્યા નહીં વેદ તણા કરતા, બ્રહ્માજી જેહ મુખે ધરતા;
તે પુર્ણ પ્રેમ પ્રભુજી ભજતા, સાહિત્યાલંકારો સજતા.
જે સોળ કળા સામર્થ્ય ધણી, તે દેખી ગોપી ગાંડી બની;
ત્રિભુવનના તારક નાથ નમી, વ્રજ નારી વિધવિધ દુઃખ ખમી.
તે ચિત ચતુર્ભુજ ગમી ગમી, પુર પ્રેમ પદાર્થો જમી જમી;
જે અકકલહીણ આડા પડીઆ, તે અંધ અપંગો ત્યાં ઘડીયા.
પ્રભુ રૂપ ગુણ દેખી જો ઠરતા, તો શ્રી નિવાસ હૃદયે ધરતા;
પછી ભીખ માગી ઉર નહિ ભરતા, ઢોંગી ઢોલા થઇ નહીં ફરતા.
પ્રભુ પ્રેમ થકી નિત્યે નામે, દેહાન્ત પછી વૈકુંઠ પામે;
શીખ સાચી ધ્યાન નથી ધરતા, નવ જાણી પ્રેમ નથી ઠરતા.
જે કૃષ્ણ તણી નિંદા કરતા, એવા જન કેમ નથી મરતા;
કહે મગન વખાણ કરૂં શું કથી, પ્રભુ મળવા પ્રેમ વિણ કાંઇ નથી.

---

## લૌકિક કાવ્ય.

### ૬૪

( માનવનુ સુંદરે મન જો સતસંગ મળે—એ રાગ )

તમે જુઓ વિચારી મન, જન દુઃખી કેમ દીસે;
કહું ભેદ બાપજન તંન, જન દુઃખી તેમ દીસે
શું એવું કર્યું ઉત્પન્ન ભાગ્ય ભારતને વિશે.
છે જ્ઞાનતણા નિરંજન, રંહમ નદી નાની વિશે.
જર જવાહીર પ્રાણી પદાર્થો, અધિકા એમાં ભરિયારે,
ઉદક હવા ઋતુ ફેર નવા નવા, વૈભવ હાજર કરીયા....જન૦
શીત ઉષ્ણ ચોમાસે પુરણ, મેહ માગ્ય જ્યાં વરસેરે,
તોપણ બુદ્ધિહીણ બિચારા, પાડે રાડયો તરશે....જન૦
દર્શનિક સુખ શાન્તિ બીજ, રહેલું નારી માંહિરે;
તે બાલાઓ મુરખ રહીને, ભાર વહે છે આંહે....જન૦
હીંદુ લોક હલકી કાથી, નારી કેરી જાતરે;
બીજ વૃક્ષ ત્યાંથીજ વધ્યુ નહીં, અધિક થયો ઉતપાત....જન૦
અબળાઓ અજ્ઞાન પશુ સમ, દેહદુખ નવ જાગેરે.
તો તે જગત ઉત્પત્તિ સ્થીતિ લય, કારણ શું જાણે....જન૦
વિષય વાસના વ્યાપે વપુમાં, તેને તૃપ્તજ કરવારે;
કુમળા બાળક માતપિતાઓ, કહાડે ઘોડે વરવા....જન૦
જે અબળાએ ઉત્પન્ન કીધા, રામકૃષ્ણ કીરતારરે;
ધ્રુવ પ્રહલાદજી તુલ્ય નગીના, સકળ સૃષ્ટિના સાર....જન૦

જન્મ પ્રભુ જે કારણ આપ્યું, વાંચી વિવેકે નાયરે;
ઘર ધંધાના કરી ધંતરાં, ભાર વહે આ ઠામ....જન૦
એ માનુની જાયા જનમાં, જ્ઞાન ગુણની ખામીરે;
દુઃખ દરિદ્ર અલ્પાયુષ ભોગવે, પ્રભુપદ પારન પામી....જન૦
રૂપ ગુણ લાવણ્ય જ્ઞાનની, ખાંણુ દંપતિ કહાવેરે:
ધર્મ અર્થને કામ મોક્ષ પદ, મગ્ન સહેજે પાવે....જન૦

## ૬૫

( અજબ સલુણી પ્યારી મૃગાનયની તેં મોહન વશ કીધોરે—એ રાગ )

કામધેનુ સમ કામની જે ઘર, ગૃહના મંદીર કહીએરે,
આધિ વ્યાધિ ઉપાધિ નાસે, આનંદ ઓછવ રહીએરે....કામધેનુ૦
સદગણી શાણી અમૃતવાણી, રૂપ તેજ રવિ જ્યોતરે;
પ્રેમ પયોનિધિ પુરણ ભરીયો, જ્ઞાન ગંભીર ઉદયોતરે....કામધેનુ૦
સીતા, સુભદ્રા, દ્રૌપદી, દમયંતી, રૂક્ષ્મણીછ નામરે,
એહ તણા સ્વયંવર વરવા, કીધાં અતુલીત કામરે....કામધેનુ૦
પુરૂષારથનું પરાક્રમ પ્રાબલ, એહ ઉત્તેજન કીધુ રે;
વીર વરો વરીયા કરી પુરણ, ઇનામ અંતે લીધુરે....કામધેનુ૦
અમર નરો આ અવની માંહી, પ્રૌઢ પ્રતાપે પહોંચ્યેરે;
ઇનામ આશા હોય ન મનમાં, કાર્ય કરતાં શોચેરે....કામધેનુ૦
આધુનિક ઇતિહાસ હિંદમાં, જોશો નજરે ન્યાળીરે;
દમ્પતિઓ નહિ પણ ડોબાં, પાછળ પડની તાળીરે....કામધેનુ૦
રૂઢી રીવાજનો કુટીલ કાયદો, અંધ હ્રદયથી પાળ્યોરે;
મોંઘો મનુષ્યદેહનો ફેરો, આપે ઉંધો વાળ્યોરે....કામધેનુ૦

નર અજ્ઞાન કે નારી મુરખ તે, કહો કરે શી કરણીરે,
આ ભવ પરભવ બુડયાં બાપડાં, કહે મગન જુગ વરણીરે .. કામધેનુ૦

૬૬

( કારતક મહિને માત કાળકા પાવાગઢ પર બીરાજતી—એ રાગ )

સુશીલ શાન્ત સદગુણ શિરોમણી, નરને એવી જોડા મળી,
કુલટા કલેશ કંકાસ પુતળું, નાખ્યો નરને તળી તળી.
જ્ઞાન ગમ્ય ભક્તિ ભાવેથી, પ્રભુ પૂજન નિત્યે સેવે,
બાઇ બપોરે ખાય બગાસાં, ધર્મ કર્મ નાંખી નેવે.
સદગુણ સડક ચઢાવા પોતે, પુરૂષ પ્રયત્ન અતિ કરતો;
ચામુંડા સમ વદન વિલોકી, વામા પાસ જતાં ડરતો.
પતિને પાછળ મેલી પડતો, લચપચતા લાડુ ખાવે;
એ નાવિકનું નાવ કિનારે, કહો પછી તે કયમ આવે.
નારી નાવ લઇ નાવિક નરને, ભર દરિયા વચ્ચે ફરતું,
વિચિત્ર નાવ મળ્યું નર વીરને, કહો કેમ કરીને તરતું.
આસુરી જન આસુરીની સાથે, દૈવી દૈવીથી મળીયા;
સુલભ જોડ મળે સંતોને, અમરાપુર પથે પળીયા.
પુખ્ત વયે પરણે પુર પેખી, પ્રેમ તણા પાસે બાંધી,
કહે મગન દુનિયા સુખ દેખી, સ્વર્ગ સાથ જશે સાંધી.

૬૭

( ગરબી—રાગ—ગિરધારીરે વાત કહું તે વિચારો. )

દુરજનીઆરે, દોષ અમો શીર નાખે; જીવું કેમ જીવણજી પાખે.
અમ અબળારે, હ્રદયતણો એ ધારો; પ્રીત પરખી વરીએ મારો.

જેહ જનમાંરે, ઇશ વિભુતિ વસે છે; તેહ મળવા મન ધસે છે.
આસુરી જનરે, દિલમાં કુંટક દાખે; જીવું કેમ જીવણજી પાખે.
દુનીઆનોરે, અધિક ઉન્નતિ કાજે; રતિ દેહ ઘડયો રઘુરાજે.
પુરૂષાર્થીરે, પુરૂષ પ્રયત્નો કરતા, જઇ ઉચ્ચ કળાએ ઠરતા.
શ્રમ કરતાંરે, દેહ પતન નથી ડરતા; રંભા સમ નારી વરતા.
અકલહીણુંરે, અસુર હાથ અમ નાખે; જીવું કેમ જીવણજી પાખે.
ગોળ ખોલનીરે, જુગતિ જેણે ન જાણી, નીશદીન ભરાવે પાણી.
મુખ વદતારે, કરકશ કુરતા વાણી, તન મન ધન પ્રેમની હાણી.
શું સમજેરે, વિભવ રતિ સુખ માણી, દિન રાત શકે નહિ જાણી.
કહે મગનજીરે, અંધ કુપમાં નાંખે; જીવું કેમ જીવણજી પાખે.

## ૬૮

(રાગ—તોટક છંદ.)

કહે.છે કે:—

તમે પતિ પરાયણ કામ કરો, તન મન ધન જાણી દશ ખરો;

નીર્દોષ છે—

જેને ચિત્તનું સારક જોડી મળી, તે સંસારાબ્ધિ સુખે તરી.
રહી ન્યુનતક જોડ થઇ જતે, સંસાર સમુદ્રે બુડે એ.
વયરૂપ ગુણ સ્વાભાવ વળી, બુદ્ધિ બળ પરાક્રમ જો ન મળી.
દુઃખ દેહ ગુજારે ફેરી ફરી, જે જન જીવતા રહે મરી;
તેને સુખ ભકિત મનના આવે, તે સ્વર્ગ કહો પછી કયાં જાવે.
છે આપ કૃતિના એ દાવો, નિજ હસ્તે લેવા ઘો લહાવો.
તમે ચિત વિચારો જરી જરી, રહ્યા હીંદુઓ ઘર મરી મરી.

જો જાતે જોડી તે વરશે, પતિ પાછળ ચેહમાં ને ફરશે;
નહીં દેહ પતન કરવા ડરશે, એ સતીઓ સુખી સૃષ્ટ કરશે.
રામા શિર દોષન દેશો જરી, તમે આપે એને એવી કરી;
તમો પરણાવી ભવ બાળો છો, આંધળીઓ કરીને ભાળો છો.
ઉત્તમપદ અહેનાં બાળો છો, એક પશુ પેરથી પાળો છો;
અદ્‌ભુત આકૃતિથી ટાળો છો. કરી રૂદન પછી મોં વાળો છો.
પ્રભુએ કંઈ કહ્યું નથી એવું, માબાપની મરજી એ કેવું;
આધીન થઈ દુખે રહેવું, વૈતરૂં ઉદર સારૂ વહેવું.
પ્રભુ પાસે જાણો એક સહી નર નારીનો ત્યાં ભેદ નહી,
બુદ્ધિહિણુ બાળ ભોળો અહી, કહે મગન મુખથી જરી નહીં.

૬૯

( રાગ—તારા બોટા છે બારવા વહાણુનારે. )

પૂર્ણ પ્રેમ પતિ પાયનું પૂજન કરોરે;
દંભ એક ધરો નેહ સુખે ભવ તરીરે....પૂર્ણ પ્રેમ૦
એક મન ભેદ તન નવ ભાખીએરે,
પતિ કાજે જોખમે જીવ નાખીએરે....પૂર્ણ પ્રેમ૦
રમો રોજ રહી ઉમંગે ઉછંગમાંરે,
જમો ભોગ ટળે રોગ તમ અંગમાંરે....પૂર્ણ પ્રેમ૦
પ્રેમ પાવ લીઓ લહાવ કામ તમ તણુંરે,
તજી મન અહંકાર છોડો આપપણુંરે....પૂર્ણ પ્રેમ૦
વચન વદતાં ચતુર ચિત્ત ચાખીએરે,

ધરી હામ પૂર્ણ કામ કરી નાંખીએરે....પૂર્ણ પ્રેમ૦
એક બ્રહ્મ એક વિષ્ણુ રૂદ્ર જાણીએરે,
એક ભક્તિથીજ મુક્તિ પરમાણીએરે....પૂર્ણ પ્રેમ૦
પતિ કાજ ધરી લાજ રહેવું નવ કહીરે,
તન મન ધન જાય જેવું નવ જહીરે....પૂર્ણ પ્રેમ૦
પુરૂષ તન તાપ ટળવા કરી પ્રેમદારે,
પ્રેમ દીઓ પુર્ણ ન્યુન ન આવે કદારે....પુર્ણ પ્રેમ૦
હરિ ગ્નાન ધરો ધ્યાન એમ આદરોરે,
કહુ મગ્ન કર્યાં લગ્ન દીન પાધરોરે....પુર્ણ પ્રેમ૦

---

## દેવી સ્તુતીરૂપ

### ૭૦

ગરબી—શિખસામુજી દે છેરે—એ રાગ.

મોહનજીને મળવારે, જાવું યમુના ઘાટે;
રસીયોજી રીસાયારે, રિઝાવાને માટે.
જોઇ વદન હરિનુંરે, સહેજે સુખીઆં થાશું;
કરી વાત વિવેકેરે, ગોવિંદ ગુણ ગાઇશું.
માધવજી તમો વિણરે, નહિ કોઇ અમારે;
નિત્યે ભજીએ પ્રભુજીરે, નામ વારે વારે.
કદી ચિત્ત ઠરે નહિરે, ઘર ધંધા કરતાં,

જીવ કામ કથાલેરે, સામુજી લડતાં.
ચિત્ત લાવી ચતુર્ભુજરે, ધ્યાન અંતર ધરીયે:
ગાઈ ગુણ ગિરધરનારે, નેન આંસુ ભરીયે.
કુંડાં કર્મ કો દિનનાંરે, જુથ ઘટા જાંમી.
તમ સરખા રસીકવરરે, ગોપી નવ પામી.
કરજોડી વિનવિએરે, ત્રીકમ તરછોડો ના,
અમો દુખમા ડુબાવીરે, મગ્ન ના પ્રભુ પાડો ના

## ૭૧

( ગરબી—તારા ખોટા છે ખારવા વહાણનારે. )

પ્રભુ નંદના કુંવર અમો જાણીએરે,
મારગ જાતાં અમચીર નવ તાણીએરે;
મહી કાજ મહારાજ અમો નીસરાએરે,
વ્રજ વાટ જોઈ દેહ શુદ્ધ વીસરીરે....પ્રભુ૦
કહ્યા ન કરવુ આવું તમ નવ ઘંટરે,
પ્રીત રાખો પ્રીતમજી અંતરપટરે........પ્રભુ૦
મધુર મુરલી વગાડા પ્રભુ વનમાંરે,
વિરહ અગ્નિ પીડે અમારા તનમાંરે....પ્રભુ૦
મહારાજ શીરતાજ રીત કહી કરૂરે,
તમો પાસ થાતાં ગૃહ નાથથી ડરૂરે....પ્રભુ૦
બહુ કાજ લોક લાજ નડે વાંકડીરે,
પ્રભુ મગ્નતણા બની રહી રાંકડીરે....પ્રભુ૦

## ૭૨

( ત્રાટક—રાગ-ગરબી—તમ કારણ મેં આ દેહ ધર્યા.)

કાંધા છબે જીવણ વહાલા, નહિ ભુલું નાગર નંદ લાલા
પ્રીતમવર પહેલાં પ્રીત કરી, પરવરીયા પંથે દ્વારા પુરી.
સતભામા રૂકમણીજી લાવ્યા. તે કારણ ગોકુળ ના આવ્યા;
કંચનમય દ્વારાપુરી કરી, ભોગ સહસ્ત્ર એકસો આઠ વરી
તનુ પ્રેમ પાસ નાખી પહેલી, બ્રજ હરિયા વન દીધી ઠેલી.
તે સંભારી આનંદ હેલી, વંઠ્ઠ વ્યાકુલ ગોપી બની ઘેલી.
ગુણવંત ગોવરધન ગિરધારી, મોરલીધર મોહન મોરારી
વિનવે કરજોડી વ્રજનારી, દ્યો દરશન મગન ના પ્રભુ દહારી.

## ૭૩

( ગરબી )

ઓધવજી એક હમારી અરજી, મથુરા મધ્યે માધવ પરજી.
કહેજો સામને શી છે મરજી........................ઓધવ૦
માધવજી મથુરામાં પરવરીયા, તે દીનના પ્રાણી અમે પરહરીયા:
નાથ નમેરા કુબજા વરીયા..........................ઓધવ૦
કુંવરજી કંસ ચોળ્યો એક ચપટી, રાજ રીધ સહજ વાતમાં અપટી.
મોહનજી મુજશું કરી કેમ કપટી..................ઓધવ૦
કેશવજી કેમ ગયા અહીં છોડી, પ્રીત પ્રથમથી હમશું તોડી,
મુકુંદ મથુરાં રહ્યા શું પહોડી........................ઓધવ૦

નયનમાં નિશદીન નીંદન આવે, વસ્ત્ર ભોજન કઈ અંગન ભાવે:
મગ્ન ના નાથને અરજ એ કહાવે.................ઓધવ૦

## ૭૪

( ગરબો—વ્રજવાસિનીરે લોલ એ—રાગ. )

તાલાવેલી તે લાગી તનમાંરે લોલ, જાવું જહાં કૃષ્ણજી કિશોર:
સખી સંગમાંરે લોલ, રમે રાસ કૃષ્ણ વંદ્રાવનમાંરે લોલ;
સોળ કળા શરદ શશિ શોભતોરે લોલ, લેહેકે રળીયામણી રાત....સખી૦
વિણા વાદ્ય મૃદંગને ખંજરીરે લોલ, પટત્રીશ રાગ સુર થાય....સખી૦
બહુ વિધ મધુરી બાજે બાંસુરીરે લોલ, સુર શુદ્ધ અમૃતધાર....સખી૦
આંઝર ઝુમ ઝુમ પાય બાજતાંરે લોલ, બ્રહ્માનાદ શબ્દપુર થાય....સખી૦
સોળસો. સાહેલી રંગ રાસમાંરે લોલ, પુરૂષ પ્રભુ કૃષ્ણ કીરતાર....સખી૦
ભિન્ન ભિન્ન રૂપ ગુણે ભામિનીરે લોલ, પુષ્પ પેરશું પૃથક સુવાસ....સખી૦
અધિક વાદ્ય એક સુર બાજતાંરે લોલ, તેમ સોળશતક પ્રેમ રૂપ એક....સખી૦
નયન સુર તાળી પાય ઠેકમાંરે લોલ, મધુરમંદ હાસ્ય હાવભાવ....સખી૦
ગોપ દર્શ મગ્ન પ્રભુ વિનવેરે લોલ, નજરે નિહાળી થાઊં ન્હાલ....સખી૦

## ૭૫

( ત્રોટક છંદ—ગરબી. )

ગોપીકા:—

રસીયાજી રસીક હ્રદય ક્યારા, પુરૂશોત્તમ પ્રાણતણા પ્યારા,
નંદલાલ નયન મનના તારા, કરી વહાલ શું હાલ થયા ન્યારા.

વ્રજ વગડે વહાલા આપ વીના, દાવાનળ દુઃખમાં ચીત્ત ચીન્યા;
જળવીણ ઝુરતાં જેમ મીનાં, ભગવંત ભક્ત અમ ભાવતીના
કેશવ કરૂણાબ્ધી કહાવો છો, સખી સાથ શુ નાથ સતાવોછો;

કવી:—

સુંદીર વર સ્નેહતણો દરીયો, કૃપાળુ કૃષ્ણ હૃદય ભરીયો.
સોળે સંપુરણ નહિ ખામી, યોગેશ્વર એહ અચળ ધામી,
મન રહેવા મોહનમાં વામી, કહે મગન ધન્ય પ્રભુ નમસ્વામી.

## ૭૬

(રાગ—બોલો મારા પ્રેમી પોપટજી.)

પ્યારા પ્રભુ સંગે રમીને ખુશી થઇએ, ચાલો ચાલો વ્રદાવન જાઇએ;
પ્યારા પ્રભુ ત્હારી છબી સુખકારી, જાવું વારી શ્રીકુંજ બીહારી.
ગીરીવરધારી સગે રાધા પ્યારી, જુગલ છબી સારી શુભ આનંદકારી,
નટવર મનહર મોરલી ધારી, આવી દાસી પ્યારી થવા ઉપકારી.
કાને કુંડળ લટકે ને કંઠે મોતી માળા, કામણ ગાળા હે કૃષ્ણજી કાળા;
લીધું ચીત્ત ચોરી હે નંદ કીશોરી, વ્રજ સખી ગોરી સાથે સાંધી દોરી.
પ્રભુ પ્રાણ પ્યારા બોલાવે દીનદારા, મોહનલાલા હે જીવન હારી,
દીયો મુકતી વારી જપુ ગીરધારી, મગન પ્રેમધારી વંદો જયકારી.

## ૭૭

(મોહનજીને મળવારે એ—રાગ.)

પ્રભુ પાસથી આવ્યારે, એમ હમો જાણું,
માત તાતને મળવારે, આપ થકી નાખું.

નામ લેવું ન મ્હારેરે, ઓધવજી એહતણું;
કામ કેવુ હમારેરે, ગયા દીનથીજ ઘણું.
મધુકર મુખડેથીરે, જગતજનો મોહ્યા,
ઓધવજી અલબેલોરે, અધીક હમે જોયા.
હોંશ હ્રદયે હમારેરે, નેહ કરી નાંખી;
ભવતારક ભજતારે, કૈંક થયા ખાખી.
હરનીશ હરજીવનરે, અન્યંતર આવે છે;
અબળા નવ બોલુંરે, રસિક રતિ (પ્રીતી) ભાવેછે.
જુગજીવન જળ વીણુરે, મન મીન તલપે છે;
મગ્ન મન માધવનેરે, કથા સુંણી કલપે છે.

## ૭૮

( અંગ અડકયાના સમ ન ખાઓ તો—એ રાહ. )

પ્રીત નીત પરઠો પ્રભુ પહેલી, તો તમ સંગ આવું;
ક્હાન કુંવર કપટીની સાથે, હુ કયાં જગ્ગ ગવાઊં
મુને રોકોના હું એકડી જાતે, મુને ટોકોના;
કહે ક્હાન પરઠી રીતે કદી, પ્રીત ન હોય એ ધારો.
મુજ મનમાં જેવું હશે તેવું, કહેશે પ્રાણ તમારો;
રામા ડરપોના તમ કાળજી મુજ માથે, તમે ડરશોના.
મન જાણું માધવજી સાથે, લગની લઇ હું લહાઊં.
માત તાત સહુ સાથની તજવા બીકીકે, તપ પાસે ન આવું....મુને૦
સંગતજે શા માટે સ્યામા, રહો મંદિરીયે મહાલી,
સોળ સહસ્ત્ર ગોપીની સંગે, આવો કુંજે ચાલી..........તમે૦

ચતુર વાત ચિત ધરી ચતુરાએ, હસી વસી દઇ તાલી;
શરદ ચંદ શ્રંદા કે શ્રંદ, (ન) મગ્નના પ્રભુ સંગ મહાલી....મુને૦

૭૯

( તમે પાતળીઆ પધારોરે એ—રાગ. )

છો કપટી કહાન કુવરજીરે, જુગતે મેં જાણ્યું;
નવ માનું વાત કદાપીરે, નજરે મે નાખ્યુ.
વાલમજી કહેતા નીત્ય હસી તું મુજને વહાલી,
પછી કેવી કુબજા કાળીરે—નજરે................છો કપટી૦
વહાલાજી મુજ મન માન્યુ રસીયાજી હ્રદયે ભાવ્યા,
આટલા દીન કેમ ન આવ્યારે—નજરે............છો કપટી૦
પ્રીતમજી હસાએ હરખું મુજ ભાગ્યે ભાગ્યવંત મળીયા,
તે કુંજબિહારી મળીયારે—નજરે................છો કપટી૦
જળ જમુના ભરવા જાઉ ત્યાં સહીયરો મુને કહાવે;
તુજ ઘર રસીઆ કેમ નાવેરે—નજરે............છો કપટી૦
નવ ગોઠે નિશદીન ઘરમા વંદ્રાવન ખાવા ધાસ;
કરો મંદિર મગ્ન(ના) પ્રભુ કામરે—નજરે........છો કપટી૦

૮૦

( રાગ—મલ્હાર )

મનહર ગોરલીધર નારી. છળ કરી જાશો ક્યાં વહાલ વધારી.
ગુણવંત ગોવરધન ધારી, રસીલા જાશો ક્યા,

પ્રેમે ફસાવી નયન નીલાવી.
પ્રીત કરી પ્રમદા શું પહેલી; વાલમ કેમ વિસારી....છળ કરી૦
વદન કમળ નિરખું નહિ મોહન, રહેના રોજ અટારી....છળ કરી૦
યમુના ત્રટ પનઘટ પુરૂષોતમ; કહેના શબ્દ પ્યારી...છળ કરી૦
કેશવ કામ કરવાં નાં આવા, (શા)કારણ કુપ ઉતારી....છળ કરી૦
સાસ નણંદ મુજ રોજ રજાડે, વાલમ દેવે ગારી....છળ કરી૦
સાથ સયર મુજ કરત હસારી, ઓ કહાનાકી પ્યારી....છળ કરી૦
વાત વધારી દી તરછોડી, કેશવ કુંજબિહારી....છળ કરી૦
મગ્ન[ના]નાથ ધરી લાજ બિરદકી, ઉતારો ભવ પારી....છળ કરી૦

## ૮૧

( રાગ—હોરી. )

મોહન મુજ મંદિરીઆમાં પધારો,
હેત હઈયાનું વધારો......................મદિરીયામાં પધારો૦
જબ સુરત દેખી તુંજ તનકી, સબ જગ હો ગયો ખારો;
દેહ નાવ દરિયાવમેં ડુબત, મોરલીધર મુજ તારો...........હેત૦
દધિ માખણ મુજ ઘરશું ખાના, એહી રીસ્તો સારો,
નંદલાલ તજી વહાલ હમારૂ, પ્રભુજી પ્રીતી વિસારો........હેત૦
શ્રીકમજી તમો વિણ હમારે, રહયો ન એકે આરો;
મગ્ન આશ ધરી તુજ ચર્ણ શું, કો તારો કાં મારો.
હેત હઈયાનું વધારો, મદિરીઆમા પધારો....................

## ૮૨

( હોરી. )

ગોકુલ મેં ગિરધારી, બસંત બનાવત સારી...........ગોકુલ મેં૦
રાધા રંગ લગ્યો હૃદયામાં, પ્રીતમ દી પીચકારી;
બહુવીધ લાલ ગુલાલ ઉડાયો, રંગ રેલ કીચકારી........બસંત૦
નંદલાલ વૃષભાન નંદની, ગોકુલ ગોવાલન નારી;
આનંદ ઉદધિ, ઉલટ હૃદયમાં, મગ્ન યુગલપે વારી........બસંત૦

## ૮૩

( રાગ—હોરી. )

મોહન મેં કબકી ઠાડી, શ્યામ રોકો નીત દહાડી.
નેહ નાથ એસા શું કીજે, ચુંદર ચોળી મુજ ફાડી;
ગોકુલ ગામકે લોક બુરે હે. કરવે પીવાકો ચાડી........મોહનમેં૦
દ્રષ્ટ મીલાવત આપ નયન શું, શીરકી મટકી પાડી;
કહો કહાન કયા ઉતર દેવું, જબ લરઆત મોરી માડી....મોહનમેં૦
મગ્ન મર્મ તુમકો સમજાવું, બાત કરો નવ આડી.
ફાગ રાગ વસંત ફુલે જબ, આયો વંદ્રાવન વાડી........મોહનમે૦

## ૮૪

( રસીલી તોરી અખીયાં—એ રાગ. )

કનૈયા તોરી અખીયાં જાદુભરી, દેખતે ઘેલી કરી........કનૈયા૦
હીરા હાર મોતનકી માલ પ્રભુ, શીરપે મુગટ ધરી........કનૈયા૦

કુંડલ કાન ઘનસ્યામ મુરત તન, ભાલે બીનકો ધરી....કનૈયા૦
મગ્ન નાથ રખો સાથ વીનવી એરી, હમપર કીરપા કરી....કનૈયા૦

૮૫

( રાગ—મલ્હાર—ત્રીતાલી. )

કનૈયા મેરા પાલવ ચીરકા છોર, પાલવ ચીરકા છોર........કનૈયા૦
ઝરમર મેહ પરત અમ દીલપેં ગગન ભયા ઘનઘોર........કનૈયા૦
ગરજત નભ ચમકત હય બીજલી, બોલત બહુ વીધમોર........કનૈયા૦
નામું શીશ તજો રીશ મગ્ન પ્રભુ, મોય ચિતનકા ચોર........કનૈયા૦

૮૬

( રાગ—મલ્હાર યા સારંગ )

કનૈયાજીને નેનસેં નેન મીલાવી, દેહ કલીગી ખીલાવી....કનૈયાજીને૦
મેં બ્રખુભાન પ્રીય પ્રાન દુલારી, નંદલાલ મોસે લગની લગાવી....કનૈયાજીને૦
રાધા નામ સબ ગામ ભજતહે, કૃષ્ણ પ્રભુને જોડી મીલાવી....કનૈયાજીને૦
દીયો દર્શન પરસન હોઉં દીલમેં, મગ્ન ધુન રાધાકૃષ્ણ મીલાવી....કનૈયાજીને૦

૮૭

( રાગ—મલ્હાર )

નંદાજીને હમપે જાદુ ડારો, સબ જુગ હો ગયો ખારો....નંદાજીને૦
નવું મોસે નહી કયાકર ડાલા, નીશદીન નયન નીરખું નંદલાલા....નંદાજીને૦
માનપાન મુને કાંઈ ન ભાવે, મધુર મુરત સનમુખ આય રહાવે....નંદાજીને૦
મગ્ન રટણ કર ચિત ચહેરી, પાસ લીયો મુજ દિલ્લ દહેરી....નંદાજીને૦

## ૮૮

( રાગ—કાહે લાગો જીયા વજેસીંગ )

દેખી મધુરી મુરત ઘનસ્યામ મોરારી,
નંદકુંવર ચિત લગી લેહ તારી...............દેખી૦
લટકત ચાલ ચલત ગિરધારી,
સબ બ્રીજનાર બની અંધેરી;
નિશદીન રટણ કરત પ્રીય પ્યારી,
સ્યામ મુંદીર આયો મહેલ અટારી...........દેખી૦
મધુર મોરલી સુર બાજત બનમા,
બ્રહ્માનંદ લાગત રહે તનમાં;
નંદલાલ ધરો અરજ હમારી,
મગ્ન નમન કરબન વારી વારી...............દેખી૦

## ૮૯

( કાંઠ ઉભેલો નાયક એકલડો—રાહ. )

કહાનકુંવર પનઘટપે ખડો કૃષ્ણાજી જીરે........કહાન કુંવર૦
પનીયા ભરત મોરા જીયા ગભરાગ,જીયા ગભરાય....કહાન કુંવર૦
મલપત મુખપે મોરલીયાં બજાય, મોરલીયા બજાય:
મોરલીયાં બજાયે મોહન મોહના લગાય.......કહાન કુંવર૦
નજરાં નચાવી નેહે નયનાં નચાય, નયનાં નચાય:
નયનાં નચાયે નટવર નેહનાં લગાય...........કહાન કુંવર૦

કુસે કીશોર સંગ કામનાં લગાય, કામનાં લગાય;
કામનાં લગાયે બીન કળીયાં સુકાય..............કહાન કું૫૨૦
કહોજી સખીરે કેસા કરૂંમેં ઉપાય, કરૂંમે ઉપાય,
મગ્ન માધવ સંગ મનડા મીલાય..............કહાન કુ ૧૨૦

---

# પ્રેમ ભકિતસાર.

## ૯૦

( ગરબી—રાગ. )

શ્રી કૃષ્ણ આતમ પુરૂશોત્તમજી પ્રકૃતિ રાધા પાળે મનજી,
સોળહજાર સોળસો સોળ કળા સિદ્ધી પટરાણી ચષ્ટ મહ્યા;
લક્ષ્મી રૂકમાં હ્રદ્યેજ રતી પૃથ્વી સત્ય ભામા સત્ય સતા,
મોહનને માયા મોહી રહી સિદ્ધ બ્રહ્મા શકર ચ્હાય નહીં.
પરમેશ્વર પુર્ણ પુરૂષ કહાવે નીજ આતમ ભજે મે અકળાવે,
એ આતમારામ આયેશ્રિ સુખી એવ માયાએ સર્વ દુખા,
અવિકારી આતમ બ્રહ્મ માયા સગુણાત્મક વૈકુંઠ વાસિ રચ્યા,
અતી અદ્ભુત રૂપ વૈકુંઠ વચ્યા રૂપ ધારી માયાને કરે કર્યા.
એથી બ્રહ્મા શીવજી બનીયા તેથી કૈ વીર્ય વાધી દુર્નાયા,
માયામાં પ્રભુજી મન ધર્યું તેથી જીવ મંડળ પુર્ન કર્યું,
વૈકુંઠ વિરાગને ના પાળે ત્યાં મન સાથે સિદ્ધી ભાળે,
જીવ મંડળ જન ઝાઝા કાર્મી મૃત્યુ લોકે મેદની બનમાં.

પુરૂશાર્થ વિના પાછા પડતા વનીતા વીરહે રહેતા રડતા.
તેવાં કાવ્યોમાં રહે સુખી પ્રભુ નામ સુનાંતે થાય દુઃખી,
ભલે ગણો શ્રીકૃષ્ણ સ્વરૂપ કામી પણ માયા તેણું રહી નામી;
આ અકલહીણ આપે રોતા નીજ પુરૂશાર્થ હાથે ખોતા,
માયા છે નહીં કાંઈ આપ ભુખી પુરૂશોત્તમ પામે રહે સુખી.
તેથી દુર રહે તે દંપ નહીં આત્મા રૂપ કાંઈ દીન પંખે નહી,
એ આત્મા આપ અવિદ્યાથી દેહ સાથે થઈ રહ્યા સાથી;
જેમ જેમ અવિદ્યા અધિક મળે તેમ તેમ નીચ દેહ માંહી ભળે.
આત્માનિજ રૂપને પુર ભુલ્યો કાયાને આપ કરી ફુલ્યો.
એ કાયા અનેક અનર્થ કરે તે દુખથી દુઃખીયો થઈ મરે,
કાયાના સુખના જે કામી આત્મા સુખમાં ત્યાં સુધી ખામી.
બુદ્ધિ દેહ ભાનને ભકતી કરે આત્માનું રૂપ તેનિજ કળે,
એવી દ્રષ્ટ કરી યોગી બનીયો તે દંપ વિષ વિષ મેલનીયો.
તે કાયા અભીનાશી કરતા નહીં મર્ણ ભવથી તે ડરતા,
નહીં ભક્તિ યોગમાં જ્ઞાન ધરે વનિતાના એવી રહે ઝુરા મરે;
તેથી વનિતા કાંઈ પામે નહી વળી ભક્તિસુધા દીલ જામે નહીં,
જે જગત નાથ જરૂર સેવે પ્રભુ પાસ તે જન સુખ રહેવે.
એ વાત અગમ્ય આ દેહથકી દેહધારી જીવ નવ માને નકી,
દશ કૃતી આપકો અવલોકે ઘણું જ્ઞાન ધરી હરીને જોએ;
માયા તજી મોહનને ચાહે ધરી દિવ્ય દેહ વૈકુંઠ રાહે,
બની અંધ મોહમાં અંતે મરે તજી મગન દેહ તે દુઃખી ફરે.

૯૧

( સાર સંસારમાં ન જોયો—એ રાગ. )

મૃત્યુ માયા માંહી મરતા, માનવદેહ માનો ન માનુની ભર્તા;
સર્વકામ એકથીજ સરતા, શ્રીકૃષ્ણચંદ્ર સેવો સુપ્રેમથીજ વરતા.
પુરૂષ બની પીડતા પુરૂષાર્થ ખાસ કાંઇ નાંહીં,
અધમ ગતી ઉભય તણી કરતા..................માનવ૦
ચતુર્ભુજ ચર્ણ શર્ણ ચાહે નહિ ચિત માંહી,
ફેલ કરી ફંદ લઇ ફરતા..........................માનવ૦
વિરહ તણી વેદના વિડારવા જો વળગશો તો;
ઝઘડાથી જીવ ઝુરી ઝરતા..........................માનવ૦
એક અવિનાશી વીણુ આધરે કો અંધ બની;
કોઇ કામ તેહ નથી હરતા.......... ..............માનવ૦
ખાન પાન ખાઇ ખુબ ખુશી ખેલ માંહી રહે,
નહિ જ્ઞાન આપે જાત ખરતા......................માનવ૦
ગર્વ ગુમાન ધરી ગુણ વહે ગમ્ય વિના,
નરપશુ નિષિદ્ધ ચાર ચરતા..........................માનવ૦
નારી તણા આત્મ નારી નથી એમ સત્ય કરી;
(જ્ઞાની સ્ત્રી સંત) સ્ત્રી મટી પુરૂષ દેહ ધરતા.......માનવ૦
કહાનુ જન્મ આપનાર નારી "મન દેહ" તજી,
નર્ક દેહ તજી આપ તરતા..........................માનવ૦
પુરૂષ બની પુર્ણ પુરૂષોત્તમ પ્રિતેથી પામી;
એહસંત મર્ણથી ન ડરતા ( અમર બને છે).......માનવ૦

મગ્ન પ્રેમ ધરી કહે માનીયે માનુંની મંત્ર,
શ્રી કૃષ્ણ સ્મરો એહ કર્તા હર્તા..................માન૰

૯૨

( મોહણી-રાગણી. )

મોહનજી મુજને મળજો, પ્રીતિની રીત કંઇ પળજોરે....મોહનજી૰
વાસુદેવ વસુદેવ વિલોકી, વ્રજ ભુમિ વહાલા વળજોરે....મોહનજી૰
કૈક જન્મની કરણી તપાસી, દાસી ભાગ્યે ભળજોરે....મોહનજી૰
બિરાસમ બિરહ અગન(મેં)જલી દુષ્કૃત ભાગ્ય ફેર અમ ફળજોરે-મોહન૰
કંઇ કંઇ વખતે કુંજબિહારી કૃષ્ણજી કરણી કળજોરે....મોહનજી૰
મગ્ન પ્રિતની રીતે ભજો તો લળી લળી રામજી રળજોરે....મોહનજી૰





# પ્રકરણ ૮ મું.



## જ્ઞાન ભક્તિ.

૯૩

( રાગ—તીલાનો. )

હેજી સિદ્ધ બુદ્ધ બીનાયક આન (૨)
ગિરીજા સુત ગનપત મંગલકર
શિવજી જ્યાકે તાત ........................ હેજી૰
એક દંત લંબોદર શુભ કર,
વિઘ્ન વિદારન નામ અભય કર;
નમો મગન ચિત ધ્યાન....હેજી સિદ્ધ બુદ્ધ બિનાયક આન.

૯૪

( તનદરના તનદરની તાની—એ રાગ )

વંદું દીન બંધુ દેવા-એવા, વંદું દીન બંધુ દેવા.
પાવ સ્મરણામૃત સુખ મેવા, એક ચિત ધર કરે સુખ સેવા,

મળે મોક્ષ તેહ, બળે પ્રભુ ઉર ગ્રહેવા ... ....... . .. .વંદુ દીન૦
ગુરૂ ગોવિંદ પ્રણમી પુર પ્રીતે, ધ્યાન આરંભ ધરી એક ચીતે;
જ્ઞાનગમ્ય ગુણ ગાઇ ગીતે, નમ્ર નમન થકી નમી નમી નીતે
મગ્ન નમનકરે ધ્યાન ધ્યે, પ્રભુ પ્રેમ મુક્તિપદ સુખ હ લેવા....૪

## ૯૫

( રાગ - હીંડીના જેવો. )

જીવ જ્ઞાન લેવા ફરી ફરી થાકયો, અર્ધ આયુષ્યનો વખત કાઢી નાંખ્યો;
જોયા પુર પડીત દીઠા દંભધારી, શુભ કર્મ કરવા મતિ થઇ ન મહારી.
ચતુર્વેદ મુખ પાઠ પર રાખે, બાહ્ય શેખરતણાં છોડાં કાઢી નાંખે;
જીવ કોણ કયાથી આવ્યો કહી જાણ, નહિ જ્ઞાન લેશ એહ હૃદય માંહી.
ધર્મ ઢોંગમાંહી રાત દીન રહેતા, સહુ શાસ્ત્રી વેદાન્તી એમ કહેતા,
નહી દેહતાનું કષ્ટ દુર કીધું, સહુ જગતનુ સરવસ્વ હરી લીધુ.
ગુઢ વેદ વિચાર ભુમિદાહ કીધું, સ્વાર્થનેજ શાસ્ત્રનાનુ રૂપ દીધુ.
શ્લોક સ્વાર્થતણા પુરાણોક્ત કરતા, અસલ શાસ્ત્ર કહી બીખ ઉર ભરતા
પરશાસ્ત્ર શુદ્ધ પ્રાચીન જે કહે છે, પચતત્વ મોક્ષ ભેદ જેમાં રહે છે.
બાણીભેદ પુર્ણ માધ્ય કરી જાણે, નવી સૃષ્ટિ પેદા કરીને આણે.
સર્વ ત્યાગ મહા ભાગ બ્રહ્મ રહેતા, અન્ય ત્રિવર્ણોને ઉપદેશ દેતા.
ઘણું જ્ઞાન ધ્યાન યોગ ઉચ્ચારે, પ્રલય કાળને નિમેષ માંહી મારે.
તેહ કોણ કયા ગયા કરીને તાગ્ય, ભૂમિ છોડીને બણાવી ભેદ ગાજા,
એવી આજ પુન્યભાવ કોઇ ન રાખે, મહારાજ મુર્ખ થયા લાડુ ચાખે.
દભ દેશ ઢોંગ ગોહ ઉર ધરતા, મફત ધર્મી હું જણાવા મથ્યા કરતા;

સુગ્ન સંતને જહાં તહાં અડાવે, કરી હલકા દુઃખી જગત બહાર કઢાવે.
કોઇ ભક્તજન હૃદય શાંત કરવા, જાણી જાય જ્ઞાનનિધિ પાસ ઠરવા;
તેનું પ્રેમભક્તિ પદ સહુ ભુલાવે, કરી શ્રદ્ધાહીન અર્ધમાં ઝુલાવે.
શિર ચક્રધરી કરી હાટ પુરે, હાલા વિતંડાવિવાદ માંહી શુરે;
કરે શંકા તેને કહે તમે ન જાણો, શુષ્ક વેદાન્તિ હૃદય શુન્ય પહાણો.
અગ્ન જગ જનોમાં ઉપદેશ ધારે, દીયો દાનને મિષ્ટાન તરો ત્યારે;
પુછે "કોઇ" ગરીબ તરે પેરકેઇ, અમ સેવા કરો એ જવાબ દેઇ.
સહુ જગજનોમાં એ સહેજે ફાવ્યા, જ્ઞાની સંતો માયિક ધામ નાવ્યા;
સહુ મુમુક્ષુજનો રહ્યા એ બાખી, કરી ખાખ દીધી પ્રજા નર્ક નાખી.
પ્રભુ ભકત ગુહ બંદ કરી આપે, તેને શાસ્ત્રમાં નથી કહીને કાપે;
પ્રભુ પાસ શાસ્ત્રી એકે નથી તરીયો, તર્યા સંતો તેનો ભક્ત માલ ભરીયો.
ભક્ત નરસિંહ મહેતાને દુઃખ દીધું, તેને એડી બંધન ઘણું કીધું;
હરિહાર દીયો તોય સાન નાવી, ભક્તિ તણી શક્તિ જાણે જેહ ભાવી.
એવા સંત પુણ્યનો પ્રતાપ જામ્યો, પ્રભુ ભક્તિથકી જ્ઞાન ગુરૂ પામ્યો:
મલ્યું સ્વર્ગ સુખ મર્ત્યલોક માંહી, મગ્ન પ્રભુ ભકત ચર્ણ પાસ જાઇ.

૯૬

( રાગ – પ્રભાત. )

આશ ધરૂં એક હરજી કેરી, કષ્ટ સકલ તે કાપેરે;
જેને જગત બધે ફરી ફેરી, ઉત્તર કોઇ નવ આપેરે....આશ૦

હું ભટકું જગ રચના જોવા, ઊઠી વહાતે વહાણેરે;
ગાડી લાડી લઇ વાડી વિચરતા, ન્યાલ થયા જે નાણેરે....આશ૦

વિધ વિધ વૈભવ જનના જોયા, હીન થયો મધ્યાનરે;
ભટકાં મારતાં ભુખજ લાગી, ત્યારે આવ્યું ભાનરે....આશ૦
જ્ઞાન ગુરૂજી પંથે મળીઆ, આપી અદ્‌ભુત બુટીરે;
ખાવે ખવરાવે પીવે પાવે, તોયે જાય ન ખુટીરે....આશ૦
ભેદ ભણાવી ભારે ભારે, દોષ કીધા દુર ઝાઝારે;
આપ કૃપાએ મળી ગુરૂજી, મગ્નાનંદ મહારાજારે....આશ૦

૯૭

( રાગ—સિહાનો કનરો. )

પોપટ પીંજરડામાં પેઠા, ગાવે ગોવિંદ બેઠા બેઠા;
કોણ ગોવિંદ તે જાણે નાહીં, ગોવિંદ તે કદી ડાહ્મ હોય....પોપટ૦
વિવિધવિચાર જાણેંનહિ મનમાં,ગોવિંદસમકો નહીંત્રિભુવનમાં....પોપટ.
જેણે જગને પેદા કીધું, ગોવિંદ નામ જ્ઞાનીએ દીધું....પોપટ૦
જો એ ભેદને મનમાં જાણે, મગ્ન મુક્તિ મળે વહાને વહાણે....પોપટ૦

૯૮

( રાગ—સાચા સગાસભર શ્રી ગિરધર કોઇ સમે નહિ મુકે.)

શુદ્ધ ચિત્તથી સર્વ તજીને કરજો પ્રભુની સેવા,
જો ધરતા હો મનમાં આશા સુખ સંસારી લેવારે....શુદ્ધ૦
જુઓ વિચારી આપજ મનમાંપ્રભુએ સરખા ઘડીયા;
જેણે જેવાં કર્મ કર્યાં તે તેવા થઇને પડીયારે........શુદ્ધ૦

કર્મ શબ્દનો ખરો અર્થ તે મન વિચારી જોજ્યેરે;
કર્મ એટલે કામ તે કેવળ કૃષ્ણ ભક્તિમાં પ્રોજેરે... શુદ્ધ૦
તું મનમાં ધારીશ ન એવું ભગવંતે નવ દીધું;
મહાસાગર જળમાંથી તારા હાથે તેનો લીધુંરે.......શુદ્ધ૦
કંઇક અધર્મી આ દુનીયામાં સુખીયા તુજને ભાસે;
કર્મ કાળ જતાં ખુટેથી વૈભવ તેના નાસેરે...........શુદ્ધ૦
પુર્ણ પ્રતાપ પ્રભુ જાણ્યા વિણા મિથ્યા ફાંફાં મારે,
તારી શકિત ચલાવે કો દીન થશે ન નાવ કીનારેરે....શુદ્ધ૦
દયા ધર્મ પરમારથમાંહી સદા કાળ નન જોડો;
લોભ લાલચ કુડ નિંદા જુઠને દુસ્મન જાણી છોડોરે....શુદ્ધ૦
ભાવે ભકિત કયાંથી કો દીન થાશે દહાડો ચડતો;
કહે મગ્ન મન ખેદ કરીને રખે દુ:ખથી ડરતોરે.......શુદ્ધ૦

૯૯

( ગિરધારીરે વાત કહું છું વિચારો—એ રાગ )

નેત્ર ઉઘાડીરે, જોયુ જગમાં જાગી; સુખ વૈભવ ઇચ્છા ભાગી.
નર નારીરે, હાક મુર્ખની વાગી; તે દિલથી થયુ દિલ ત્યાગી.
નહિ દિલમાંરે, સુઝ વિચારો જાણે; પશુ વૃત્તિ વૈભવ માણે.
ડાહ્યા જનરે, હોય પુરજો નાણે; કે ભરી જમાડે ભાણે.
કુડ કર્મીરે, લોભતણી લત લાગી; તે દીનથી થયુ દીલ ત્યાગી.
નહી નારીરે, નરની પરવા ધરતી; જ્યાં મન માને ત્યાં ફરતી.
છેર છાકીરે, અભિમાનમાં મરતી; દીલ દુરગણ ન શકે વરતી.

મન મચ્છારે, નહિ મળશે ભીખ માગી; તે દીનથી થયું દીલ ત્યાગી.
તે અજ્ઞાનરે, હિત આપણું શું કરશે. પાષાણ નાવ કેમ તરશે.
સંગતથીરે, હૃદય અંધના ભરશે; પછી મારી ને મરશે.
દિવ્યદિપકનીરે, જ્યોત મગ્ન હાલજાગી; તે દીનથી થયું દીલ ત્યાગી.

## ૧૦૦

( સાર સંસારમાં ન જોયો—એ રાગ. )

વિદ્વજન વિરતા વિચારી, નીઃસગ રહો નિરખો ન નીચ બુદ્ધનારી;
ધર્મવૃત્તિ દ્રઢીભુત ધારી, મનુષ્ય દેહમથન કરી વિષય દીયો મારી.
સત્વ શુદ્ધ રંગ સગ સુક્ષ્મ, આત્મ ઐક્ય કરી;
શુદ્ધ બ્રહ્મ રહો ઠામ ઠારી.........................નીઃસંગ રહો.
દેહ ભોગ દામ કામ વિના, નામ મળે નહિ;
જીવો કેમ જીંદગી અકારી..........................નીઃસંગ રહો.
પરિ પુર્ણ સુખ પ્રેમદાનુ, ખરૂં એહ સત્ય;
અધમતાએ થશે એહસારી.......................નીઃસગ રહો.
વિષયી લોક (નુ) સુખ ફોક, શોક સદા દિલ માંહી;
ભુંડ પેર ભમે ભાગ્ય ભારી......................નીઃસંગર હો.
કૃષ્ણકૃપા રળો ભજો પ્રભુ નામ, સ્મર્ણ માંડી;
વૈકુંઠ વસ્યાની બલિહારી..........................નીઃસગ રહો.
સત્ય પ્રેમી હોય તોય, વિષયથી વિરક્ત રહી;
યુગલ યુગલ ભજી જાઓ તારી...................નીઃસંગ રહો.
મોહ જાળ તણી ઝાળ બાળ્ય નહી, આત્મ બુદ્ધ;
મગ્ન મગ્ન રહિ ભજો મોરારી.......................નીઃસગ રહો.

## ૧૦૧

( રાગ—મરાઠી સાખી. )

એક સમે જીવ જ્ઞાન ગુરૂજી, મહેલ મેડીએ ચઢીઓ;
જ્ઞાન ગુરૂ તે દેખી પુછે, શિષ્ય સંદેહ શો પડીઓ.
તુજ દુઃખ કાપું, અદ્‌ભુત ઔષધ આપું, તુજદુખ કાપું;
શિષ્ય નમન કરી ગુરૂજી પ્રત્યે, બોલ્યો વળતી વાણી.
સ્વર્ગલોકમાં શું ભરીયું છે, જેહ વાત નવ જાણી;
શા કારણથી સ્વર્ગે જાવા, સહુને ઇચ્છા થાયે,
મૃત્યુલોકના વૈભવ છોડી, સ્વર્ગ શું કરવા જાએ;
બાળ ગોપાળને સ્ત્રી ધન મેલી, મેલી ખટરસ ખાવા.
એથી અધિક શું સુખ છે સ્વર્ગે શા ત્યાં લેવા લ્હાવા;
એ શંકા નિવારણ કરીને, ઉત્તર અમને આપો.
મનની દુઃખતા મટે જેહથી, સ્વર્ગ પ્રેમ અમ થાપો;
જ્ઞાન ગુરૂજી વાણી વદીયા, ગુણ ગંભીર જે ભારી.
એક ચિતથી સુણજે જીવડા, કાપુ શંકા તારી;
અનુભવ સિદ્ધ કરેલાં એવાં, દ્રષ્ટાન્તો હું આપું.
તુજને સહેજ સમજ પડે તે, સિદ્ધાંતો કરી થાપું;
એક સમયે ભોગી ભમરો, ભમતાં ભુલો પડીયો.
વિષ્ટા ગોળી હઠાવે ગુંગા, બહીર જગ્યો જઇ ચઢીયો;
ભમરે ગુગો ભાળ્યો ત્યારે, દિલમાં હેતજ ધરીયુ.
માન સરોવર કમળની લીલા, નિરખવા મન કરીયું;
હેમકુટ કૈલાશ ગીરી જ્યાં શંકર પાર્વતી રહે છે.

ભાઇ ગુંગા આ ભ્રમરો તુજને, ત્યાં લઇ જવા ચહે છે.
ગર્વ ધરીને ગુંગો બોલ્યો, જાતું રસ્તે ચાલ્યો;
વિષ્ટા ગોળી સ્વાદ કદી તે, જન્મારે નથી મહાલ્યો.
ભ્રમરાની ઝક ઝાઝી જોઇને, જવાની ઇચ્છા કીધી;
નજર ચુકાવી વિષ્ટાની બે, નાકમાં ગોળી લીધી.
ચઢી પીઠ ભમરાની બેઠો, પહોંચ્યો સરોવર પાસે;
કમળ માંહી બેસાડી પુછે, કેવી કમળ સુવાસે.
શીશ ધુણાવી ગુંગો બોલ્યો, છે તેવું ને તેવું,
પલટી પંકજ પછીથી પુછે, અહીંયાં સુખ છે કેવું,
ગુંગો કહે ગણતીમાં નથી કાંઇ, નર્ક ગોળીથી ચઢતું;
ચઢી રીશ ભમરાને શીશ લઇ જળમાં નાંખ્યું પડતું.
અકળાયો ગુંગો જળ માંહી, સ્વાસ ઘેરાયો જ્યારે;
બે ગોળી ઘાલી જે નાકે, તુરત કાઢી તે ત્યારે.
પ્રફુલીત પંકજ પવને કરીને, વાસ અતિશે બેહેકે;
જળ ભુમી પવને રેહે તે પ્રસરી, આનંદ લહેરો લહેકે.
ગુંગાને મન જ્ઞાન જણાયું, તુજ આપ્યું તે ખાવું;
જજે તાહરે જ્યાં જાવું ત્યાં, હુતો અહીંયાં રહાવું.
અંબુજ માંહી બેસાડી ઉડયો, એટલે બ્રાહ્મણ આવ્યો.
એ અંબુજ શંકરને શીર ધરી, પુજન ભક્તિ ભાવ્યો.
કરી પખાળ અંબુજ અપટીને, નાખ્યું ગંગા નીરે;
ગુંગો જ્ઞાન સમાધિ લઇને, પડીયો રૌદ્રી નીરે.
આવ્યો ભમરો ગુંગો ન દીઠો, કરી વિચાર મન માંહી;
'શિવ મંદિર શોધીને વળતી, ગંગા તીરે જાઇ.

અંતકાળ દેખીને ભમરો, કહે કહાડું તાણી:
ગુંગો કહે ભાઇ તુજ પરતાપે, મોક્ષગતિ મેં માણી,
નહિ મરતો કદી સુખ ભાવના, વિષ્ટા ગોળી માંહી:
સાત પેઢી તુજ સ્વર્ગે રહેજો, મુજને લાવ્યો આંહી.
સુખ સકળ કૈલાસનું જોયું, શિવજી શીરે ચઢીઓ:
સંત સમાગમ કારણ કરીને, દેહ ગંગામાં પડીયો,
સ્વર્ગ સુખનું સ્વપ્નું કહેવું, પાપી જીવ શું જાણે,
મગ્ન ગુરૂ મિલાપ કરે તો, વૈકુંઠ વૈભવ માણે.

## ૧૦૨

( રાગ—નરસિંહ મહેતાની હુંડીનો. )

જ્ઞાન ગુરૂજી વધતું વદીયા, સાંભળ જીવ તું ઝાઝું.
બાકી ભેદ રહયા છે તેનું. દ્રષ્ટાંત આપું તાજું.
આર્ય પ્રજાના ઉંચ કુળમાં, નરવીરો જે રહે છે;
ભાવ ભકિતથી પ્રભુને ભજીને, સ્વર્ગે જવા ચહે છે.
એક નરેશ તણા અવાશે, જે જન જાને જોશે;
બીજા જગજન સહુના કરતાં, અધિકો વૈભવ હોશે.
મૃત્યુલોકના નરપતિ સઘને, વૈભવ પુર જો હોયી;
ત્રિભુવન પાળ દયાળ ના ધરતો, સ્વપ્ને જાણો નાહી.
તુજ જેવાને માટે જગમાં, જે જે હાજર કરીયુ;
તેહ થકી અનંત ઘણુ સૌ, સ્વર્ગપુરીમાં ભરીયુ.
મૃત્યુલોક અધિપાત થાવા, સજ્જન મનમાં ચાહે;

વિદ્યાધન ઉપયોગ લઇને, રાજ્ય સભામાં જાયે.
જંગલ કેરા વાસી લોકો, નથી જ્ઞાન ઉર ધરતા;
આખી ઉમ્મર કરી વઇતરાં, દુઃખે પેટજ ભરતા.
તેવાને કદી કહીએ એવું, રાજ સભામાં ચાલો:
"હિંદ" કહીને આઘા નાસે, ઝલાય નહિ જો ઝાલો.
નરેશ કેરી નીંધા મીલાવી, આધિપત્ય જે લેશે:
સર્વોપરી થઇ આ દુનિયામાં, સુખ સાહેબીમાં રહેશે.
તેમજ પુરણ ભકિત કરીને, જુગદીશને જો જાણે,
ઉચ્ચપદે આ અવની માંહી, જન્મ ધરી સુખ માણે.
આવી જગમાં વૈભવ મહાલી, ભાવે ભજન કરીયુ,
જાયે ચાલી સહેજે સ્વર્ગેજે, સુખ સમૃદ્ધિથી ભરીયું.
દેહ લઇ કે છોડી તે તો, પોત પોતાની કરણી;
અનંત કાળ રહીને ત્યાંથી, પાછો આવે ધરણી.
જ્યારે આપણે નિંદ્રા લઇએ, સ્વપ્નામાં જે જાણે:
તેને અદ્રસ્ય આત્મા કહીએ, બારીક બુદ્ધ પરમાણે.
શબ સમ શરીર ધરીને પડતું, નજરે સ્વપ્નું જોવે.
બીહે હસે કે કરે ક્રોધ અતિ, દુઃખ પામીને રોવે.
એ વખતે તમે કાંઇ ન સમજો, આ સાચું કે જુઠું,
અડધું ભાન રહે છે ઉરમાં, દેહ ચેતન થઇ ઉઠયું.
દેહ તણા તે સંબંધ છોડે, દેહ દુઃખ નવ ભાખે,
ચિતા ચઢાવી દાહ લગાવી, ભલે ને બાળી નાંખે.
જ્યાં સુધી તે દેહમાં રહેતો, દેહ પીડાને જાણે:
જ્યારે સંબંધ છોડી દીધો, દુઃખ સુખ જીવને માણે.

સૂક્ષ્મ જીવ તે જતો સ્વર્ગમાં, જો અધિકું પુણ્ય કીધું;
પાપ કર્મ કર્યાં જો તેણે, નરકે આસન કીધું.
સુખદુઃખ સરવે એ જીવ જાણે, દેહ નથી કાંઇ ધરતું;
માંસ રૂધીરને હાડનું પીંજર, ફેરવે જીવ ત્યાં ફરતું.
જ્યાં સુધી એ આબાદ રહ્યું, ત્યાં સુધી રહે એ પાસે;
એનામાં કાંઇ વગળ ભરાએ, તુર્ત છોડીને નાસે.
એ દેહનું આયુષ્ય ઓછું, હોય ઘણું કદી સારૂં;
મુરખજન મન કાંઇ ન સમજે, મરતા કરીને મ્હારૂં.
એહ તણા સુખ કારણ માટે, ઘોર કુકર્મો કરતા;
નજરો આગળ દેખે મરતા, દીલ નથી કાંઇ ડરતા.
કાયા સુખ નાંખીને કુપમાં, જીવને જ્ઞાની બનાવો;
જન્મોજન્મ તે રહે સુખમાં, એહવી વિદ્યા ભણાવો.
એક અલ્પ દેહ સુખમાં રહીને, જીવને કરતા ઝાંખો;
પુનરે દરીદ્રી પુનરે પાપી, દુઃખ દાવાનળ નાખો.
અહંકાર અભિમાન દેહનું, દેહ સંગાથે જાઇ;
એહ વાત જાણીને નિશ્ચે, રામ રટો મુજ ભાઇ.
આ દેહના સંબંધ કારણથી, અને મુરખના માટે;
મરકટ મન જેવા વિચારો, તેવાં સ્વપ્નાં રાતે.
એ જીવને તું જાણજે અમ્મર, નથી કદાપી મરતો;
ઘણી ભકિત કરી જાણે જ્યારે, ઇશ જ્યોતમાં ઠરતો.
તારૂં ઘર જો હોયે સારૂ, કદી મુસાફરી જાવે;
જેવી તેવી લીલા જોઇને, ફરી પાછો ઘર આવે.
જન મુસાફર હોએ મુરખ, જોયું કશું ન જાણે;
બુદ્ધિમંત વિદ્વાન હોય કો, ચિત્ર કાવ્ય કરી આણે.

તે તુજ ઘર ગયું જ્યારે બાગી, રહે। માટ રખડીયો.
તું તારી બુધ્ધ જ્યાં જીવે ત્યાં, વાસ કરીને પડીયો.
બળ બુદ્ધિ ધન તુજ પામે તો, ઉચ્ચ નગરમાં મહાલે;
જન્મારાથી હોય દરિદ્રી, ભિક્ષા ઝોળી ઝાલે.
એજ પ્રમાણે દેહ છુટથી, જીવ જહાં તહાં જાતો;
પોતામાં પરાક્રમ હોય જેવું, તેવા લોટે રહાતો.
એ મારગથી મુનીજનો પ્રભુ, ધ્યાન સમાધી કરતા;
દેહ તજો સ્વારથ ન રાખે, જીવ પ્રભુમાં ધરતા.
તે વખતેના જનને અધીકું, શારિરીક બળ રહેતું;
હાડપીંજર કાયમ રહે ત્યાંસુધી, ભુખ દુઃખ સહેતું.
હાલ જમાને ઓછું દૈવત, વિજાચી કારણુ માટે;
અન્ન પાણી વાયુથી પોસે, નહિતો રહેતું વાટે.
અસલ જમાને કો કાળે કદી, પ્રભુનો પારજ પાવે;
શુદ્ધ ચિત્તથી હાલ ભજે તો, પળમાં વૈકુંઠ જાવે.
શુદ્ધ ચિત્ત ચોટે નહિ પ્રભુમાં, અજ્ઞાને દેહ ભરીયો;
લાખ જણા સાગરમાં પડીયા, ભાગ્યે કો એક તરીયો.
જ્ઞાન ઇંદ્રિયો તૃપ્ત થયા વિણુ, ધ્યાન જીવ સ્થિર નાવે;
ઇંદ્રિ વિભોગ વસ્તુ માટે જીવ, લઈ વૃક્ષ વિષ વાવે.
જ્ઞાન ઇંદ્રિયો તૃપ્ત થવા પ્રભુ, પુરણુ વસ્તુ દીધી;
હાથે કરી અજ્ઞાની લોકે, પુર પાયમાલી કીધી.
જીવ જતાં સુધી વિભવ વાસના, તૃપ્ત થવા નવ પામે;
ઇશ નામ ચુકી જન જીવે, અધો ગતિમાં જામે.
સ્થુલ દેહ સ્થુલ ભોગ ને સારૂ, મથી મથી જીવ મરતો;

સ્થુલ દેહ છોડે જ્યારે પછી, નર્ક કુંડને વરતો.
પંચ ઇંદ્રિયો તૃપ્ત કરી જન, ચતુરાશ્રમને પાળે;
દેહ છુટે કે દેહમાં રહીને, પુર્ણ પ્રભુને ભાળે.
ત્રિવિધ પ્રકારની ઇતર દષ્ટિએ, બહુ છે સ્વર્ગની પાખે;
જે ગગને અંગહગ અધમગતી, કર્મ પ્રમાણે નાખે.
મૃત્યુલોકની મેદની માંહી, જીવના ભેદ છે વાઢા;
એવી અનંત સૃષ્ટિ પ્રભુની, કર્મ પ્રમાણે વાડા.
તે માટે કહું જીવડા તુજને, જ્ઞાન પ્રેમકર ભક્તિ,
વૈકુંઠપુરમાં વસવા જેવી, આવે તુજને શક્તિ.
યક્ષ કિનર ગંધર્વ નાગ કે, પ્રેત નિશાચર માંહી;
એહ જેવી અનંત સૃષ્ટિયો, કર્મ કરી જીવ જાઇ.
સર્વજ્ઞાતા સંપુરણ એ, જીવને દીએ જણાવી;
મગન(પર)ગુરૂજી મેહેર કરેતો, દીજે શુકજી ભણાવી.

## ૧૦૩

( રાગ—દીંડીના જેવો. )

જ્ઞાન ગુરૂ કહે જીવને સુણાવી, કરૂ પુર પંડીત ભેદને ભણાવી;
તારા મનમાં એ ભેદ જ્યારે આવે, કોઇ કૃત્યથી તું દુ:ખી નવ થાવે.
નહિ ખર્ચ થાયે જનાદી એમાં, કિલ કષ્ટ કંઇ દાખવું પડેના;
સુખ મહાલીને સ્વર્ગ ચાલી જાવે, એવું જ્ઞાન દાન ભણીજજે તું ભાવે.
જડ બુદ્ધિ જીવ આવે દુ:ખી થાવે, જ્ઞાનગમ્ય વિના અંધપણું પાવે;
નજર ખેલ દેખી દુ:ખમાંહી પડતો, માની તેહ સાચું મુકી પોક રડતો.

કદી પુત્ર મિત્ર માત પિતા ભાઇ, દ્રવ્ય નારી પશુ કોઇ નાશ થાઇ;
તેની માયા માની અતિ દુઃખ ધરતો, પાળી શોક સુખ સ્યામ કરી ફરતો.
કોઇ મન કહે ભાઇ રાંક હું છું, દેહમાંહી વ્યાધિ કે દરિદ્ર રૂધું;
કોઇ પાપીયો પરને રીબાવે પુરા, એહ જ્ઞાનહીણ સરદાર શુરા.
જેહ જીવને જેહેવું જ્ઞાન હોસે, તે પ્રમાણે પોતાનો પીંડ પોસે;
તેહ જ્ઞાનથકી સુખી જીવ ઠરતો, દેહ ત્યાગવાથી તેહ નથી ડરતો.
દેહ ત્યાગવાનો ડર કેમ ધારો, તમે મેળવ્યો જો સદ્‌ગુણ સારો;
તેહ ગુણ જ્ઞાન જીવ સાથ જામે, મૃત્યુ દેહથી અનંત સુખ પામે.
વળી ધર્મ કાજ જેહ દેહ મારે, તદપિ તેહને પ્રભુજી પુર્ણ તારે:
ભુલી દેહ ભાન રણમાં લઢે છે, તે તો તુર્ત સ્વર્ગ માંહી ચઢે છે.
નહિ દેહને પીડા કદાપિ થાયે, તેવા જંન સ્વર્ગપુરી માંહી જાયે.
બીકે થઇ ભાગી મરે બુમ પાડી, ભટકે ભુત પ્રેત થઇ વાટ આડી.
જુઓ મનુષ્યદેહ કે પશુ પક્ષીમાંહી, જે જે જીવો જહાં ઉત્પન્ન થાઇ,
તેને તેની જાતિ માંહી સુખ ભાસે, ડરે દેહનો થવા જતાં તે નાશે.
તેને તેહ ખોળીઆનો સંગ લાગ્યો, ત્યારે તેહતણો મોહ તેને જાગ્યો:
તેનાં સાથમાંહી જે જે ચીજ આવે, તેની માયા માની સુખી દુઃખી થાવે.
એથી પ્રભુ પાર કદી નવ પામે, તેહ જાય નહીં સ્વર્ગપુર ઠામે:
વારંવાર મરી ફરી જન્મ લે છે, અતિ કષ્ટ દેહ કેરાં સહે છે.
કદી સર્વ જીવ કુટુંબની માંહી, હોય જ્ઞાની તોતો સ્વર્ગ સાથ જાઇ;
ધરે સાથ જન્મ જાય સાથ પાછા, પુર્ણ જ્ઞાની સંત હોય કદી સાચા.
અતિ પ્રેમ હોય જો સંબંધી માંહી, કરો જ્ઞાની જંન વાર કરો નાહી;
તો તો સંગ લઇ પુર્ણ પુર પહોંચો, રહો સાથ સદા કદી નહીં શોચો.
કદી મુર્ખ કે આસુરી હોય સ્નેહી, કળ થકી જજો ખસી ચુકાવી દેઇ;

ઉચ્ચ માર્ગ જતાં વિઘ્ન આડ આવે, કરી જુઠા સ્નેહ તુજને ડુબાવે.
ઇશ આનંદે વૈભવ મહાલી રહેવું, કદીદેહકે આત્માએ દુઃખ ન સહેવું;
કદીમલીન દુઃખી નીચ વિચાર કરતો, સત્ય કહું છું તું ત્યાં જઇને ઠરતો.
જ્ઞાન ઉર લઇને ધરવું ધ્યાન ઉંચું, પ્રભુ કેરી વિભુતી હું છું છું;
દેહ માટે ઉપભોગ ઊંચ રાખો, તોજ ઉચ્ચ વિચારતણો સ્વાદ ચાખો.
જેહ નજર જોશે તેહ મન પેસે, જેવું તન તેવું મન થઇ રહેશે;
કહ્યો જ્ઞાનીઓએ મુખે ભેદ ભારી, આચાર વિચારતણી ચાલધરોસારી.
કમી કરમે તુજ પાસ દ્રવ્ય ન હોઇ, દેહ દુઃખથકી ભલે રહે કહોઇ;
કરી તીવ્ર દ્રઢ ઊચ્ચ વિચાર રાખે, સઘ સફળ થાય તેહ સ્વાદ ચાખે.
અતિ ઉચ્ચ બુધ ગુરૂ થકી લેઇ, રહી મગ્ન માંહે દુઃખ તજી દેઇ;
નથી કાળ દુઃખ કોઇ થકી ડરતો, કૃપા પ્રભુ મગ્ન સિંહ થઇ ફરતો.

## ૧૦૪

( રાગ—પીલુ-ઇસ તન ધનકી. )

જગદ ઇશ પ્રણામો પ્રભુ દેવા, ભાવ ધરી મન કેવા કેવા;
જો કદી ઇશ શાકાર ન કહાવે, બ્રહ્માંડ રચના કોણ બનાવે.
મનુષ્યાકૃતિ કળા સોળ ન હોયે, જગત ગોળેથી બની નવ જોવે;
પશુ પક્ષીરૂપ કામ ન થાવે, માટે પ્રભુ પુરૂપાકૃતિ કહાવે.
ઘર ધણી ગામ ધણી રાજા, સર્વ જગત પ્રભુ શીર તાજા;
બહુ વિધ બુદ્ધિજનો નામ ધારે, તેજ ત્રીભુવન નાથને ગારે.
ધ્યાન ધરી પુરૂપાકૃતિ પેરે, સોળે કળા સામર્થ્યજ છેરે;
પાર્થ પેરે પ્રભુ હેતજ કીધું, વિશ્વરૂપ દર્શન સુખ દીધું.

એ પુરૂષાકૃતિ ન શકો માપી, જગત સર્વ જેમાં રહ્યું વ્યાપી,
જે જનમાં ઇશ વ્યકિત રહાવે, તેને ભજવા પ્રભુના ભાવે.
તેની વિભુતિનું સેવન કરવું, વિણ વરખે પગલું નવ ભરવું;
દૈવી વિભુતિ ગીતા ભેદ ગાવે, મગન શર્ણું થઇ તેને રહાવે.

૧૦૫

( રાગ—પીલુ-ઇશ તન ધનકી )

દૈવીજન પ્રભુ પેરે સેવો, આસુરી જનને: દંડજ દેવો;
મનુષ્ય જાતિ બે પેરની થાએ, મુળ પ્રકૃતિ ઉપર તે જાયે.
કૃષ્ણ ગીતા અરજુન (ને) ભણાવે, દૈવી આસુરી ભેદ જણાવે;
ગુદ ગીતાનું ગ્નાનજ પીધુ, આસુર મારી અમરપદ લીધું.
ક્ષત્રીજન કરે આસુર શીક્ષા, તેને મળે પ્રભુ પદની દીક્ષા;
તે માર્યાનું પાપ ન થાએ, સહેજે ચાલી સ્વર્ગે જાયે.
જે આસુરી કુલ સહેજ વધેછે, દેવજનોને નિત્ય જધે છે;
નૃસિંહ, રામકૃષ્ણ, ફરસુ કહાવ્યા, આસુર હણવા પૃથ્વી આવ્યા.
ધર્મ નામ ધતીંગ ચડાવે, જગ નર્કની વાટ ચઢાવે,
નાડશો દુષ્ટને ખોળી ખોળી, તો તો અધર્મ હોલાશે હોળી.
મગન મિષ્ટાન મેળવશો મેવા, તમ ઘર ગોવિંદ આવશે રહેવા;

૧૦૬

( ગોવિંદ ગુણ ગાઇલો મન ઘેલા—એ રાગ.)

જીવડલા તેતો, જોઇ જગતે ફરી ફરી,
લીલા અદ્ભુત પ્રભુજી કેરીરે..................જીવડલા૦

જોયા ડુંગર દરિયા પાણી, વસ્તુ વિધવિધ નજરે નાણી;
એતો છઇ કૃતિની એંધાણીરે.....................જીવડલા૦
વિધવિધ જાત તણાં પશુ પંખી, વનસ્પતિ વિચિત્ર જાય તઅંકી;
તરતીબ તેતો પ્રભુજી તણી ઝાંખીરે...........જીવડલા૦
માનવ જાત જણાતા ઝાઝા, બહુ વિધ બુદ્ધિ કરતા કાજા;
જાણ્યા છઇ સરવથીર તાજારે....................જીવડલા૦
જોતાં જોતાં સઘળું જોયું કુદરત કૃતિમાં તુજ મન પ્રોયું;
પ્રભુ ભજવા તે દીનથી બીજ ખોયુંરે........જીવડલા૦
મગન મુસાફરી સઘળી જુઠી, કેશવ કરૂણા તુજપર તુઠી;
પંથ લીજે અમરાપુરી ઉઠીરે....................જીવડલા૦

૧૦૭

( રાગ—મરાઠી સાખી. )

જ્ઞાન ગુરૂ કહે સુણુલે જીવડા, ભરમ ભ્રાન્તિ તુજ કાપુ;
તુજ નજરે નીરખેલા એવા, દેહ મુકાબલા આપું;
કાપુ તુજ ભ્રાન્તિ, મગન વળે ચિત શાન્તિ કાપુ તુજ ભ્રાન્તિ.
ત્રિભુવન પાળ દયાળ દામોદર, વૈકુંઠ પુરમાં વસતા;
યંત્ર કળા વિદ્વાન વિલાયત; કારીગરને કસતા.
જીવ કારીગર જોખમ જેવું, મનુષ્ય ખોળીયું લીધું;
નવ માસ માતા ઉદરમાં, સહેજે તૈયાર કીધું.
ઈન્જીન આગગાડીનું એકજ, ડ્રાઇવર હાથે દીધું;
લોહ પીતળ ધાતુનું કરીયું, ત્યારે કારજ સીધ્યું.

દેહ ઈન્જીન જીવ ડ્રાઇવર એનું, રૂપનામેથી જાણો;
મનુષ્ય દેહમાં જીવ છે ડ્રાઇવર, એમ હવે પ્રમાણો.
એહ ઈન્જીન અદ્‌ભુત કૃતિનું, દુનિયા ઉપર આવ્યું;
જીવ ડ્રાઇવર તે સરવે જોતો, ફરતો ફરે જ્યાં મનનું ફાવ્યું.
શબ્દ, સ્પર્શ, રસ, રૂપ, ગંધની, ખોરાકીને કાજે.
ઇશ કૃતિ ઉપયોગ લઇ, દેહની હોલાવનો દાઝે.
ઈન્જીન સારૂ સડક સપાટી, આગ પાણીનો મારો.
એહ કામમાં અધર્મ થાએ તે, ડ્રાઇવર શીર ભારો.
સહજ મુસાફરી પુણ્ય કરીને, ધામ પોતાને આવે,
પ્રેક્ષક રાજાજીના મનમાં, પ્રેમ પુરણ તે રહાવે.
હોય નહિ ફરીયાદી રસ્તે, જોખમ જેને નવ કીધું;
સ્વર્ગ સભા વિદ્વાન નામ ધરી, બેઠાં પેન્સન લીધું.
નદી ડુંગર ખાડા કોતરમાં, મનુષ્ય કચરીને વદીયો;
ફોકટના ફેરવવા સંચા, પશુ પક્ષીમાં પડીયો.
મફત સંચા ફેરવતા જ્યારે, દંડ પુરણ જો થાવે;
ઈન્જીન હાથ લઇને પાછો ફરી મુસાફરી જાવે.
મળે મહેર કદી સલાહ શાન્તિથી, ઈન્જીન લઇને આવે.
અકસ્માત અધવચ થાય એ, જુન ડ્રાઇવર ભટકાવે.
કુળ ડ્રાઇવર કે લવાર જાતિ, ડ્રાઇવરની નહિ હોય જ્યારે,
યંત્ર કામમાં સહેજે સમજે, જન્મ ભક્ત કુળ ભારે.
ભુગોળ ભણતર ભણીને વળતી, જાય મુસાફરી કામે,
પુર્વ જન્મ નિશાળે ભણીઓ, લાગે જન્મ આ કામે.
પુર્વ ભક્તિ પરમેશની કરી તો, ઉત્તમ ઈન્જીન પાવે;

સાહેબી સુખથી કરી મુસાફરી, આબાદી ઘર આવે.
જે જગ વિચરતા જોવા કાજે, લાલચ રસ્તે રખડીઓ:
દાસ નામ મુકીને ભવમાં, ભમનાં ભુલો પડીયો.
રામ રટણ કીધું નહીં જેણે, ઈન્જીન આપ્યું હલકું;
દુઃખ દરિદ્રે જોયું ન જગમાં, સુખ ન દીઠું મલકું.
સંસારી સુખ લેવા કાજે, દેહ જતા સુધી દમિયો:
મળ્યું ન તેહ ચુકી ગયો, ઘરનો મારગ ભુલે ભમિયો.
પ્રેમ ભક્તિ પ્રભુજીની સાથે, હોયે અંતર ઝાઝી.
સદા કાલ સહાયે કરે, શ્રીધર રાખે હૃદયે રાજી
જે જગ લીલા જોઇ મુસાફરી, સમયે લઇ લહાવે;
પ્રેક્ષક પુર સભામાં બેઠા, અંતર ધ્યાને પાવે.
પુરણ આપી પરિક્ષા જ્યારે, અધિપતિ આસન મળીયું;
આનંદ ઊદધિ માંહી તરતો, જન્મ મરણ દુઃખ ટળીયુ.
વાત વિચારી મુકાબલ કીધી, આ ભવ પરભવ કેરી;
ઈન્જીન મગન લઇને જગમાં, ફરે મુસાફરી ફેરી.

## ૧૦૮

( રાગ—ગરબી. )

પ્રભુ ભકતવત્સલ ભગવાન, કૃપાનિધિ કહાવેરે;
માટે રટણ કરૂં હરનીશ, હૃદયમાં રહાવેરે.
જોઇ આપ શકિત સુરપાલ, જગતમાં ભારીરે;
તમ વિણ કો જનથી ન થાય, કુદરતિ ન્યારીરે.

એ કૃતિ કારણુ કીરતાર, મન મુજ ભાવોરે:
માટે રટણુ કરૂં હરનીશ, હૃદયમાં રહાવોરે.
કીધા કારીગર પુર કામ, હુન્નરનાં ભારીરે;
કરી નકલ સરવ પુરપેખ, કુદરત સારીરે.
ચેતનતા જણાવી જન, બુદ્ધિ રૂપ નાવોરે;
માટે રટણુ કરૂ હરનીશ, હૃદયમાં રહાવોરે.
કદી યંત્ર કરે કો જન, બુદ્ધિ ધરે માંહીરે;
તેને આપે બજાવ કામ, શંકા નહિ કાંહીરે.
તો તો મગ્ન નમે તે ચર્ણું, ધરી પ્રભુ ભાવોરે;
માટે રટણુ કરૂ હરનીશ, હૃદયમાં રહાવોરે.

## ૧૦૯

( રાગ—ગોવિંદ ગુણુ ગાઇ લો મન ઘેલા. )

જાણો જીવ શિવ જુદા નાહીરે, વેદાન્તિ વિરલા રહે છે તમારા ઉરે માંહી.
જે જન જ્ઞાન ખોજના કરતા, હરનીશ ઉચ્ચ વિચારો ધરતા.
તે તો બ્રહ્મભોવન માંહી ભળતારે..................................વેદાન્તિ૦
આત્મા અંતરપટમાં રહે છે, દુરગુણુ ડરથી મૌન સહે છે;
કુડાં કરમે તે ગુપ્ત ગ્રહે છેરે..........................................વેદાન્તિ૦
સ્પર્શમણી મુરખ જનની પાસે, કો દીન તેહ ધનાઢ્ય ન થાશે;
પાહ' માટે પંદર ગાઉ જાશેરે.........................................વેદાન્તિ૦
રહેતા સદ્ગુણો ને સાહી, પરની પરવા ધરતા નાહી;
તે તો બેઠા અમરાપુર માંહીરે.......................................વેદાન્તિ૦

જ્યારે પુરણ વિદ્યા જામી, મનની શક્તિ પ્રબળતા પામી,
કોઇ વાતે રહે નહિ ખામીરે..................................વેદાન્તિ૦
નજરે સુક્ષ્મ બીજ તુજ ભાસે, ભોમી ભારી પાણી પાસે;
કોઇ કાળે સઘન વૃક્ષ થાશેરે..................................વેદાન્તિ૦
આત્મા અપુર્વ લીલા કરતો, ઉત્તમ મનની શક્તિ ધરતો;
સુખ માણિ સદા ત્યાં ઠરતોરે..................................વેદાન્તિ૦
જો જે જાળ કરોળે કીધી, મદદ સંમતિ કોની ન લીધી,
ગઇ ઇચ્છા નિમેષમાં પીધીરે..................................વેદાન્તિ૦
સ્થુલ પદાર્થ મૃત્યુજન માંહી, મનસાએજ સ્વર્ગ ગતિ થાઇ;
કૃષ્ણચંદ્રે કહ્યું ગીતા ગાઇરે..................................વેદાન્તિ૦
જીવતાં જેહ વાસના જામે, મુવા પછી તે તેવી પામે;
સારી મનસા તે વારે લાગે કામેરે..................................વેદાન્તિ૦
શિરમાં સરવજ્ઞતા ધરજો, મનનું પરાક્રમ પ્રબળ કરજો;
મગ્ન કહે સમાધિ સુખે ઠરજોરે..................................વેદાન્તિ૦

## ૧૧૦

( રાગ ઉપરનો—ગોવિંદ ગુણ ગાઇ લો. )

જીવડલા તું તો જોને કૃતિ કરી કેસી,
મૃત્યુ લોક નીશાળે બેસીરે.........................જીવડલા૦
મૃત્યુ લોકે બાળક ભણવું, દેહ છુટેથી મનમાં ગણવું;
જઇ સ્વર્ગે અંતરપટ વણવુરે.................જીવડલા૦
બાળક છોટપણે જે ભણિયો, મોટી ઉમર મનમાં ગણીયો;

મુખ પાઠે પંડિત પુર ભણિયોરે......................જીવડલા૦
પાટી લેખણ નાહી ધારે, ગંભીર ગુંચવાડા નહીં ડારે;
કરે કાર્ય ફતેહનાં બારેરે..............................જીવડલા૦
છોટપણાની રમતો છોડી, આગળ આગળ જાએ દોડી;
કાળ શત્રુ હંકારી જાશે હોડીરે......................જીવડલા૦
બાળ ક્લાસમાં રહેશો બેસી, રમત ગમતની લતમાં પેસી;
મોટી ઉમર દરિદ્ર દુઃખ દેસીરે......................જીવડલા૦
જે કોઇ ટંટ્ટાખોરી કરીયો, તેને નિશાળેથી દુર કરીયો;
તેને રમવાનો લાવ ન મળીયોરે......................જીવડલા૦
એવું કુડ કર્મ જે કીધું, દેહે સુખ મહાલીના લીધું;
કામ કુંભીપાકનું સીધ્યુંરે..............................જીવડલા૦
રમત ગમત સહુતજી દેશો, જ્ઞાન કમાવા ખંતે રહેશો;
પછી પૈસો પેદા કરી લેશોરે..........................જીવડલા૦
વિષયાનંદ અલ્પ સુખ કરતો, વિદ્યાનંદ ઉચ્ચપદ ધરતો;
બ્રહ્માનંદે સુખાબ્ધિ ફરતોરે..........................જીવડલા૦
મગન સદ્‌ગુરૂની શિક્ષા લેતો, તાપ ત્રિવિધના અંગે સહેતો;
પ્રભુ ઇચ્છા બનુ કદી મહેતોરે......................જીવડલા૦

## ૧૧૧

(હીણુ ભાગી હંસા સાચાં મોતી શું ન રાચે—એ રાગ.)

પરદેશી પંખી, પ્રેમ પીંજરીયે તું પેઠો;
જાણીને ઝંખી, જાગ ઝલાટને શું બેઠો.

ડાકેણી ડંખી, બાળ્ય કરાવી તુંને વેડેરે....પરદેશી૦

સાખી.

પોપટ જીવડો પંખીડોરે, મન માયાનો પાસ;
જાળ કરી ઝલાઇ રહ્યોરે, નહીં બહારનીકળવાની આશરે....પરદેશી૦

સાખી.

કીટ કોસીટો કરી ગયોરે, લહેજત લે કો જંત;
મહેનત કરી મરી ગયોરે, માની મહેનત તન મન ધન....પરદેશી૦

સાખી.

મનથી થઇને મોકળોરે, રહે સદા નીઃસંગ,
આપે આત્મા એકલોરે, મગ્ન ધરે નહિ અંગરે....પરદેશી૦

૧૧૨

( ભુલ્યો મન ભમરા—એ રાહ. )

જ્યોત જણાએરે જો હવે, જીવ જગતની માંહી;
માત પિતા સુત બાંધવા, સ્ત્રી ધન ઘર તુજ નાંહી....જ્યોત૦
મમત કરી મુરખા મુવો, કુવો કરમનો કીધો;
પુર્વ પુણ્ય પ્રભુ ભક્તિમાં, હરિ હેતથી લીધો....જ્યોત૦
દુ:ખ દાવાનળ દેખીને, દુઃખી દુનિયારે કહેની,

વિજય વધે સહુ વિશ્વમાં, દીપ તુંજ શિર દેતી....જ્યોત૦
અધિક અનુભવ પામીયો, નાચ્યો નરહરિ નિત્યેઃ
દુઃખ દરિયાથી નવ ડરી, રહયો પ્રભુ સત્ય ચિત્તે....જ્યોત૦
આળ પંપાળ અધિક થયા, શ્રીધર તુજ સાક્ષી,
વિપદ વાદળ વિઠલ હરે, પ્રેમે કરી પુર પાક્ષી....જ્યોત૦
સેવન સુંખનું કર્યું નહિ, લહાવ અધીકારે લેવો;
પુરણુ સુખ પોતે મળે, કળે જગ જન દેવો....જ્યોત૦
માયીક સુખ સહુ સૃષ્ટિનું, દુઃખ દરિયેરે નાંખે:
તેહ તણી તૃપ્તિ કરી, સ્વર્ગ મોક્ષને ચાખે....જ્યોત૦
એહ મારગ મનમાં રહયો, દુસ્મન (ષડરીપુ)નેરે ડસતો;
જ્ઞાનોદધિ ગુણુથી ભર્યો, મગ્ન મોક્ષનો રસ્તો....જ્યોત૦

## ૧૧૩

( રાગ—કાલીંગડો. )

શંકર શીવ ભજ કૈલાશપતિ, (૨)
મોક્ષ માર્ગ મન માની મતિ....................શંકર૦
પાર્વતી પતિ પ્રીતેથી પ્રણુમો,
જાણો જવાની જરૂર જતી....................શંકર૦
કલ્પિત કર્મ કળે કરી કહાડો,
મગ્નાનંદ મન મહાલો અતિ....................શંકર૦

## ૧૧૪

( પદોરે પોપટ રાજા રામના—એ રાગ. )

હરિહર ધર પરભાતમાં, જીવ શીવ જુદા નાહીં........હરિ૦
તાપ ટળે ત્રિવિધ તણા, રહો આનંદ માંહી........હરિ૦
શ્રીધરજી સુખમાં ભજો હે, (૨) શિવ ત્યાગને સહાય;
હરિ હેતે સૌ થઇ ભજો, શિવ જીવ વીણુ નાહીં....હરિ૦
સ્વર્ગ સુખ સહેજે હવે હે. (૨) સાંભળીઓ સાઇ;
વિપરીત વાદળ વધ્ન, મગ્ન મન ભજ શીવરાઇ........હરિ૦

## ૧૧૫

( રાગ—કાલીંગડો. )

કર રામ રટણુ જીવ છોડી શરમ;
છોંડી શરમ જોઇ દેહનો મરમ............કર રામ૦
માંસ રૂધીરની કાયા કરેલી,
ભાર ભરેલી કીટ કરમ (કૃમી)............કર રામ૦
કળ કરી કસીને કામે લગાડે,
અજરામર રહે નોવે નરમ................કર રામ૦
શેષ સમાધિ સત્યજ સેવે,
ભોગ ભોજનનો ભાગી ભરમ................કર રામ૦
છોડી ઉપાધિ આત્મા અલેખે,
મગ્ન નગ્ન ભલે કરે કરમ (કર્મ-ભાગ્ય)....કર રામ૦

## ૧૧૬

( ગઝલ )

તમો વિણ તાત ત્રિપુરારી, ઉદાશી ઉર રહી ભારી,
જણાએ જગ્ત બધુ ન્યારી, નહીં દીલ વસ્તકો પ્યારી.
નમાવી નાથ શિર નામું, ત્રિવિધ તન તાપ દુઃખ વામું.
નીભાવો દાસ દીન જાણી, સદાશીવ આશ શુલપાણી.
અધીક આનંદ ઉર આપો, મગ્ન મન બ્રહ્મમાં થાપો.





# પ્રકરણ ૯ મું.

## મોક્ષ મહેલ.

### બ્રહ્મ શું છે ?

દોહરો.

બ્રહ્મજ્ઞાન ભગવાનકા, ગોખે ન મીલે બુદ;
પાત્ર ભયે સો પાવતે, મુંદનકી ગતી મુંદ.

આખી સૃષ્ટિનું મુળ, વિશ્વરૂપ દર્શન સ્વરૂપ કે જે અનંત તેજસ્વી સદ્‌ગુણ પરાક્રમનો સમુદાયરૂપ શાંન્ત અને ઉદાર ગાયાળુ સર્વ સુખરૂપ જગંનાથની મુર્તિ અનંત, મસ્તક, હસ્ત, ચર્ણ વિગેરેથી વ્યાપીક છે.

તેના મનોઇચ્છાથી ઉત્પન્ન થએલ પાંચભુત તત્વ છે.

તેની મનોશકિતથી ઉત્પન્ન થએલા જીવો સુક્ષ્મ દેહમાં હોય છે.

તેના સર્વાંગમાં રહેલ ખાલી ભાગમાં નક્કર ભાગમાં માયા શક્તિ રૂપ છે કે જે તેઓએ ઉત્પન્ન કરેલા જીવોને ત્રણ ગુણથી ચીટકાઇ વળે છે.

બુદ્ધિ સાત્વીક માયા છે.

લક્ષ્મી રાજસીક માયા છે.

બળ શક્તિ તામશીક માયારૂપ છે.

સાત્વીક રાજશીક તામશીક એ ત્રણ ગુણ જીવને લાગવાથી જેના કેળવણી જીવ કરે છે તેવો તે જીવને ફાયદો થાય છે.

એ નિયતા પુર્ણ સ્વરૂપે એવો એક બ્રહ્મ તત્વરૂપ પદાર્થ કેલાએલો છે કે તે જીવ જે કલ્પે છે તેને સફળ કરી આપે છે.

દંભગુણીક માયાના પાસથી અંધ થએલ જીવ તે તત્વને સમજી શકતા નથી.

સાત્વીક ગુણોનો ઉપાસીકજ એ તત્વના રૂપને દેખે તો અનુભવીને પકડે છે, તથા સુખી થાય છે.

દરેક જીવ પોતાના ગુણોના બળને લીધે. નીચ, ઊંચ, સુખ, દુઃખમાં ભમે છે.

આપણે જે મનસા વાચા તથા કર્મથી જે કામ કરીએ છીએ. તેનાં એ તત્વ પદાર્થમાં બીબ બાઝે છે.

એ બીબ જેટલી પ્રબળ શક્તિથી કલ્યાં હોય તેટલોજ દઢ વખત ભોગવે છે.

એ રૂપને તેના તેજ વિચાર કર્મથી ખોરાક મળે તોતે દિર્ઘાયુષી થાય છે.

એ આકૃતિઓના સમુદાય દરેક જીવની આસપાસ ફરે છે. અને તે પોતાને પ્રબળ થવા જીવ પાસે એના એજ વિચાર કર્મ કરાવે છે.

સ્થુળ દેહમાં રહેલો અજ્ઞાની જીવ આવા બનાવને થતાં જાણી શકતો નથી.

જીવ ગુણથી તથા ઇંદ્રિયોથી પરાધીન થએલો મનસા વાચા તથા કર્મણા હમેશ કર્યાજ કરે છે અને તેની આકૃતિઓએ તત્વમાં બંધાયાજ કરે છે.

જેવાં તેના મનસા કર્મ વાચા હોય તેજ પ્રમાણે તે જીવ થઇ જાયછે.

નીચ વિચારવાળો જીવ નીચતાને પામે છે અને દુઃખી થાય છે.

ઉત્તમ વિચારવાળો જીવ ઊંચતાને પામે છે અને સુખી થાય છે.

માણસ માનસ કે જે મનદેહ, લીંગદેહ, કર્મદેહ કે જે કહો તે પણ પોતાના કર્મ પ્રમાણના હોય છે.

જ્યારે સ્થુળ દેહમાંથી જીવ સ્વપ્નાવસ્થામાં બહાર નીકળે છે. ત્યારે પોતાની બળવાન કલ્પનાઓને પ્રત્યક્ષ દેખે છે.

ઓછી લાગણીની કલ્પના સ્વપ્ન ઝાંખાં આવે છે.

સ્વપ્નામાં ધારેલી વસ્તુ લાવવી એ યોગના ધ્યાનમાં સફળતા પામે તેવા પુરૂષનુ લક્ષણ છે.

મનપર સખત સત્તા ધરાવનાર અને પ્રબળ કલ્પના ધરાવનાર તે કામમાં સફળ થાય છે.

કલ્પનાને પોતાની સત્તામાં રાખી શકવા સમર્થ જીવ બને ત્યારે તે સ્થુળ દેહમાં સહજ ધ્યાન ધરતામા ધારેલી વસ્તુ પોતે દેખી અનુભવે છે.

એથી વધારે કલ્પનાને પ્રાબળ બળ ધટ બનાવનાર જીવને ધારેલી મનો વસ્તુને સ્થુળ પદાર્થ પણ બનાવી શકવા સમર્થ થાય છે.

એથી વધારે સામર્થ ધરાવનાર જીવ વચન કહેતામા ધ્યાન ધરતામાં પોતાની ઇચ્છાનુસાર ઉત્પન્ન કરી શકે છે.

તેને પોતાની ઇચ્છાનુંસાર નાબુદ કરી શકે છે.

તેવો મહાન પદીએ પહોચેલા જીવ અજ્ઞાની જીવોને પોતાની કૃતી બતાવે છે

તે વચન સિદ્ધી જીવ કે જે પોતે ધારેલુ કામ કરવા સમર્થ છે તે એ બ્રહ્મ એટલે એ તત્વને જાણનાર કહેવાઇ બ્રહ્મ કહેવાય છે.

એ બ્રહ્મ પુર્ણ જીવ પુરૂશોતમના કામના જેવાં પોતાની શકિત પ્રમાણે કામ કરે તેથી તે પણ એક નાના રાજા જેવો થયો

મહાન રાજાના નાબાનો એ રાજા અજ્ઞાન જીવોને પુજ્ય છે.

એવા બ્રહ્મને જાણનાર રૂષી મુની બ્રાહ્મણો ભગવાનનું મુખ કહેવાને લાયક કેમ ના હોય તે ખરૂં જ છે કે તે મુખજ છે.

એવા બ્રાહ્મણો અન્યવર્ણોને આવી ઉત્તમ બ્રહ્મ વિદ્યા જણાવતાં નહીં.

તેઓ બીજાને પૃથ્વી પાણી અને થોડી તેજની વિદ્યા તથા સ્થુળ પદાર્થની વિદ્યા શીખવતા તેથી તેઓ દરશનીક સ્થુળ દેહને લગતાં અનેક કે જે મૃત્યુલોકમાં જણાય છે તેવાં હુનરી કામોથી નિર્વાહ કરતા

જે કામો એવાં ઉતરતા દરજ્જાનાં કે જે દેહની હયાતી સુધીજ ભોગવાય છે, તેને પણ હાલના જમાનાના અજ્ઞાન જીવો પાર પામી શકતા નથી.

એક માટીની ઇંટ જેવી હલકી વસ્તુ બનાવતાં નહીં આવડનાર અજ્ઞાન જીવ સુક્ષ્મ તત્વને શું જાણે

એ તત્વથી જીવ સુખી થાય છે એટલે સ્થુળ દેહના સુખને માટે પ્રયાસ કરતો નથી.

એ સ્વપ્નામાંથી જાગૃત થએલ સ્થુળ દેહમાં આવેલો જીવ સ્વપ્નના ચમત્કારને પોતાના અજ્ઞાનથી ખરી સમજ વિના જુઠ માને છે.

તેમ દેહ છુટી જવાથી મૃત્યુલોકના કાર-વહેવારને તજેલો જીવ નવીન સૃષ્ટી જોઇ એ મૃત્યુલોકને ખોટો માની પોતે કાંઇ પણ વિદ્યા ભણ્યો નહીં તેનો પશ્ચાતાપ કરે છે.

ભયંકર સ્વપ્ન એ નર્કની અગમચેતી છે.

દ્રશ્ય કાર્ય ઇશ્વર દર્શન વૈભવ સુખને સ્વર્ગપદની અગમચેતી છે.

સ્વપ્નને જાણે છે એજ જીવ.

ખરી લાગણીની કલ્પના તુરત ફળ આપે છે.

લાગણી થવા સારૂં દુઃખ પ્રેમ વિગેરે આવે તોજ સફળતા થાયછે.

પુત્ર ગુજરી ગએલાની લાગણી વધારે થવાનું કારણ તેનો સહવાસ તથા ગુણ રૂપ છે.

પરમેશ્વરની લાગણી ઉત્પન્ન થવાને તેને દેખી ઓળખી કે તેના કર્તવ્યના આભારને ન જાણી શકવું એજ કારણ છે.

સફળ થવાનો રસ્તો કે, પરમેશ્વરનું ધ્યાન ઘણા ઉત્તમ વસ્તુ ગુણ પર લોભ રાખવો રામ કૃષ્ણ વિગેરે અવતારો તથા મનસ્વી તેજસ્વી બુદ્ધિ શાળી પરાક્રમી ગુણવાન વિગેરે મનુષ્યો ઇશ્વરનીજ વિભુતાઓ છે.

એમ ધારી સ્તવનમાં લાવવા. ઉત્તમ ગુણ પ્રાપ્ત કરવા. એજ જીવનું શુ કર્તવ્ય છે.

મૃત્યુદેહથી જે પાયરી મેળવે તેમ તે જીવ ઊંચ નીચ દશાને પામેછે.

વિશ્વરૂપ દર્શન પ્રભુ ચક્રવર્તિ રાજાનો દાખલો ધારો જીવને માણસો ધારો તથા પંચભુત તત્વ એ ભોગ્ય વસ્તુ ધારો એ જીવ એ ભુત તત્વરૂપ ખેતી હુન્નર વિગેરેમાં વધી જેટલી જાગીર મેળવે તેટલો તે રાજા બનશે.

સુક્ષ્મ તત્વ કે જે અદ્રસ્ય બ્રહ્મરૂપમાં યોગીઓ કહે છે તેના ચમત્કારો જીવને જાણવાથી જીવની સદ્દગની થાય છે.

પૃથ્વી પાણી વિગેરે સ્થુળ પદાર્થના વિધાના અનુભવ સુખને ફકત મૃત્યુ દેહમાં જીવ રહે છે. ત્યાં સુધીજ ભોગવે છે.

સ્થુળ પદાર્થની આશક્તિમાંજ ગાંડા બની અજ્ઞાન જીવો પોતાને દુઃખી કરે છે.

દુરગુણુ જીવોની વિશેષ સંખ્યા થવાથી સ્થુળ દેહને સ્થુળ પદાર્થના વૈભોગ મળવા હાલ મુશ્કીબત થાય છે.

સ્થુળ દેહના વૈભોગના અનુભવ વિના જીવને ધ્યાન ધરવા આવડ આવતી નથી.

મુર્તી જુવે તો ધ્યાનમાં લાવી શકે.

શબ્દ સ્પર્શ, રૂપ, રસ ગંધ વિગેરેને અનુભવેલ જીવ ધ્યાનમાં પણુ તેનો ભોકતા થાય છે.

જે ભોગ મેળવવા સ્થુળ પદાર્થેનિજ જાણુનાર માણુસો ભાગ્યવંત થતા નથી જે યોગી ધ્યાન સમાધીથી ભોગવે છે.

મહત યોગી બીજાને પણુ ભોગવવા સમર્થ હોય છે.

મનની એકાગ્રતાથી જે પ્રમાણે ધ્યાન ધાર્યું હોય તેવા રૂપથી જગતકરતા પ્રભુ પ્રત્યક્ષ દર્શન આપી વરદાન આપે છે.

જીવને ઇશ્વર મળતા સુધીજ નોકરી બજાવવી પડે છે.

દર્શન તથા વરદાન પામેલો જીવ ધારે તે કરવા સમર્થ છે.

દેહ લઇ અનેક સહસ્ત્ર સૃષ્ટીઓમાં મન મુજબ ફરે-મહાલે છે.

એ જીવ શીવ એક કહેવાયો.

એવુ તપ કરવાને માટે ઇંદ્રીયો કે જે સ્થુળ દેહના ઉપયોગી છે. તેમાંથી મન કહાડી નાખે તોજ એક મતથી સાફલ્યતા પામે છે.

એટલાજ કારણુથી સર્વ ત્યાગ કરવાનો રસ્તો જ્ઞાનીઓએ કહેલછે.

જીવે સ્થુળ પદાર્થોમાં પડત તેના સારાસાર અનુભવ લેવા તેટલાજ વખત દેહ અને ઇંદ્રીઓને લહકો વધી.

અનેક વિષયોમાં જ્ઞાન પામી તુરતજ સર્વ ત્યાગ કરવો એ સંન્યાસ યોગ ધર્મ છે.

પંચેંદ્રીયોમાંથી જ્ઞાન લઇ જીવ ઇશ્વર સ્વરૂપના ધ્યાન ધરવા લાયક બને છે.

જડ બુદ્ધિ જીવ સત્ગુણ મુર્તિ પ્રભુને ધ્યાનમાં લાવી શકવા અસમર્થ છે.

પુર્વ જન્મથી જ્ઞાની થએલો જીવ બાલ્યાવસ્થાથી કે થોડી ઉમ્મરથી પણ જ્ઞાનને લાયક હોય છે.

જ્ઞાન આવવું એ જન્માંતરના સુકર્મો ઉપર આધાર રાખે છે.

મુઢ જીવો મર્ણ પર્યંત પણ જ્ઞાન મેળવી શકતા નથી.

ઇશ્વરી અંશ જેણે ઘણા જન્મથી મેળવેલો છે એવો બાળક દેહ જીવ અતુલિત જ્ઞાન સંપન્ન હોય છે.

જ્ઞાનને કંઇ ઉમ્મરજ લાવે છે એમ નથી.

સ્ત્રી પુરૂષનાં પ્રેમી જોડાં અનેક જ્ઞાન ગુણ મેળવી સાથેજ યોગ સાધન કરી મોક્ષ મેળવી શકે, પણ પ્રેમની તંગીને લીધે દંપતીઓના જીવ જુદા રહે છે. એ જીવો દુઃખમાં રહી જ્ઞાન સંપાદન કરી યોગ સાધન કરી શકતા નથી તથા મર્ણ પર્યંત ઇંદ્રિયોના વિષયોથી અસતુષ્ટ રહે છે, તેવા મનના મનોહર વિકારના અનુસરીને ઇશ્વરને નહિ જાણનાર જીવો નીચ અવતારનાં ખોળીયાંમાં ઉત્પન્ન થાય છે.

માણસને પચેંદ્રિયના ઉપભોગની ખબર પડયા પછી તેને પુર્ણ સતોષથી તૃપ્ત કરી સંતોષથી આસક્તિ છુટે તોજ ત્યાગ થઇ શકે.

માયા ત્યાગના રસ્તાપર લાવવા ઇચ્છનાર મનુષ્યોએ બાલ્યવસ્થાના અનુંયોગે માયીક વસ્તુનો ઉપયોગ કરતાંજ અટકવું તથા અટકાવવાં.

પરીપુર્ણ સુખી જીવન વિના ત્યાગ માર્ગ સારો છે, તે અભ્યાસેથી તથા દુઃખથી બને ખરો.

ત્રિગુણાત્મક માયાના શક્તિ સ્વરૂપો ત્રણ પ્રકારનાં છે, કે જે મહા-

કાળી તામસ પ્રકૃતિ રૂપ. મહાલક્ષ્મી રાજસી પ્રકૃતિ રૂપ, મહા સરસ્વતી સાત્વિક પ્રકૃતિ રૂપ છે. મહા સરસ્વતી રૂપ બ્રાહ્મણોએ ગ્રહણ કરવાની માયા શકિત છે. મહાલક્ષ્મીરૂપ ક્ષત્રિઓએ ગ્રહણ કરવાની માયા શકિત છે, મહાકાળીરૂપ તામસી મનુષ્યોએ ગ્રહણ કરવાની માયા શકિત છે. તેને તેનાજ રૂચીસર તમ ભક્ષ્ય ભોગથી તૃપ્ત કરી સેવાય છે.

જગતની ઉત્પત્તિ પુરૂષ તથા પ્રકૃતી ( માયા સ્ત્રીરૂપ ) થી છે.

સાત્વીક પ્રકૃતિની બ્રાહ્મણ કન્યા પોતાના બ્રાહ્મણ પતિને ધર્માર્થ કામ મોક્ષના દરેક કામમાં સબળ મદદનીશ થઇ પોતાના જીવને પોતાના પતીના જીવથી પ્રેમરૂપ ઇશ્વરી ભાવથી લીન કરી સારીરિક વિષયોથી નિવૃત થઇ ભોગ ભોગવી ત્રપ્ત થઇ ઇશ્વરપદને મળવા મોક્ષ માર્ગરૂપ ઇશ્વર સ્તવન કરી બ્રહ્મમય થઇ જાય છે.

રાજશીક પ્રકૃતિની ક્ષત્રી કન્યા ક્ષત્રીને પ્રાપ્ત થતાં તેને ધર્મ અર્થ અને કામ એ ત્રણ કામમાં પતી પ્રેમથી પુર્ણ રહી સ્વર્ગાદીક લોકમાં સુખ ભોગવી ઉત્તમ મનુષ્ય જન્મ આલોકમાં મેળવે છે. ફરી ફલ છુટે સ્વર્ગમાં પતી સાથે જાય છે.

તામસીક પ્રકૃતિની કન્યા દુષ્ટ લોકોને પ્રાપ્ત થઇ પોતામાં રહેલા દુરગુણ સહવાસને અનુસરી ચાલવાની ફરજને પામેલા તેના ઇચ્છકોને દુરગુણરૂપ કરી મુકે છે અને દુરગુણી મનુષ્યને નર્ક પ્રાપ્તિ થાય છે ફરી મૃત્યુલોકમાં પણ તે જનો નર્કમય જન્મ ગુમાવે છે પણ જ્ઞાન વિના તેઓને પોતાની સ્થીતીનુ જ્ઞાન નથી હોતું. તેવા દુખીજનોના દુખ જોઇ કંટાળી ત્રાસ પામી બીને ચાલવાની નીસિદ્ધ ગણુલ છે પણ ઇંદ્રી-યના અદ્ધપણા ભરેલા દેહમાં રહેલો અજ્ઞાન જીવ ઉપદેશકોની એ વાત ધ્યાનમાં ધરી શકતો નથી તેવાએ પોતાનાથી બનતાં અનેક દુષ્કર્મોમાં મચ્યા રહીને પણ સદ્‌ગુરૂ સેવન કરવું અને તેમની થોડી થોડી આજ્ઞા

માનવી જેથી સદ્‌ગુરૂ હશે તો તેને સંત કરવામાં વાર કરનાર નથી.

મહતત્વ બ્રહ્મમાંથી આદી પુરૂષના મનોભાવથી વિચારથી જીવ રૂપ આકારો ઉત્પન્ન થયા તેઓ પોતાના બળના બીજા આકારોને (કર્મો) ઉત્પન્ન કરી આયુષ્ય લંબાવવા લાગ્યા. તેઓને પૃથ્વી પાણી તેજ વિગેરે સ્થુળ સુક્ષ્મનો બનેલો દેહ રહેવા ઉત્પન્ન થઇ મળ્યો જેથી તે જડ ચૈતન્યમાં સુખ દુઃખમાની ઇંદ્રીયને આધીન થઇ અનેક માયા જીવ સુખ દુઃખના ભોગ વિચાર કરી નીચ ઉંચ દશાને પ્રાપ્ત થવા કર્મ કરવા લાગ્યો એ જીવ જ્યારે કોઇપણ મનસા વાચા કર્મણા રૂપ કર્મને કરતો બંધ થાય તો તે સ્થુળ દેહને છોડી સુક્ષ્મ જીવના સ્વરૂપને મહતત્વમાં લય કરી દેવા સમર્થ બને તેને મોક્ષ મળ્યો સમજવો.

અનાદિથી ઉત્પન્ન થએલ પોતાના કર્મ પ્રમાણે સૃષ્ટીઓના અધીષ્ટાના થઇ પોતાની વાસના પ્રમાણે તેવા લોક બનાવી ત્યાં રહેલા ઉપરીઓના ધામમાં હાલના જીવો જે પ્રમાણે તે વાંચ્છના કર્મ કરે છે તે લોકમાં તેને જવું પડે છે.

સ્વર્ગ વૈકુંઠ વિગેરે લોકો પ્રાપ્ત કરવાને ઘણીજ ભકિતની જરૂર છે. એમ જે જાણે છે, તે ભકિત કરવા અસમર્થ થવાય તેવા વખતછે એમ જાણે છે, સ્વર્ગ આદી સુખ મેળવવાને કરવાં પડતાં સાધનો નહીં બને એમજે જાણે છે, સંસારીક પ્રપંચથી નર્ક નીચ યોનીમાં જન્મવું પડે છે એમ જે જાણે છે અનેક લોકમાં ગયા પછી પણ પોતાના પુણ્યના પ્રમાણ ખુટવાથી મૃત્યુલોકમાં આવવું પડે છે એમ જે જાણે છે મૃત્યુ લોકની સ્થુળ દેહની માયા જ્ઞાનને ગુમાવી નાખે તેવી છે તથા નર્કના રસ્તામાં ચઢાવે એવી છે એમ જે જાણે છે મૃત્યુલોક કાળે કરી સત કર્મ કરવાના સાધનનો નાશ વાળો તથા તે સતકર્મ કરવાની યાદગીરી કરાવવાની પણકઇ રીતભાત નરહેવા દેનાર છે જેથી નીચ દિશામાં ચઢતુ

પડે છે એમ જાણે છે, જે જીવ ત્રિવિધ તાપથી કષ્ટ પામતાં દુઃખી થઇ પ્રલય કાળના અનેક દુઃખોને ભોગવતા સુધી રહે છે તેના જેવું બીજું દુઃખ નથી એમ જે જાણે છે, તેઓએ કેવળ સાધુ પુરૂષોનાજ સમાગમ સ્થાનમાં જઇ મન વચન કાયાથી કર્મ બંધ કરી કેવળ શાન્તી લેવી, શિવાય કશું ધારવું કે કરવું નહીં, તેણે અન્ય જીવની પણ સોબતનું સુખ માનવું નહીં, પોતાના દેહનું પણ માનવું નહીં, કેવળ આનંદમાં રહેવું. જેથી તે સ્થુળદેહ છુટયા પછી તે જીવ મહતત્વમાં વિખેરાઇ જશે. જેવી રીતે સ્થુળ દેહ સ્થુલ તત્વમાં સમાઇ જાય છે તેમ દાખલો જેમ કોઇપણ વસ્તુ જેવી કે હાડકાં લોખંડ લાકડાં ચામડાં પત્થર વિગેરેને તેનો કોઇપણ કર્મ એટલે કામમાં ચઢાવી સાચવણીથી ઉપયોગ કર્યા કરે ને તેને વધારે તો તે વધારે હયાતી ભોગવે છે પણ તેને જમીનપર રખડતાં નાખી દેતા તેનામાં રહેલી સખતાઇને કાળે કરી નાશ થતાં તે કેવળ પૃથ્વીરૂપ થઇ જાય છે, તેમ મહતત્વરૂપ બ્રહ્મતત્વનો ઇશ્વરી અંશરૂપ ઉત્પન્ન થએલ સુક્ષ્મ જીવ પણ પોતાના મનના કલ્પનાથી કર્મ કરી વધારે દ્રઢ આવરણ કરતો બંધ પડયો કે પછી તે તે તત્વમાં લય થઈ જવાનો એ અપ્રકાશી અંત મોક્ષ સમજાવે (આ મોક્ષ કનીષ્ટ પક્ષનો છે.) મનુષ્યાદેહ સૃષ્ટિમાંથી મોક્ષ મેળવી લેવો અને ધર્મ ના બજાવવો એ સ્વાર્થ પરાયણતાનું રૂપક છે.

સ્વાર્થ ના રાખતાં પરોપકાર વૃત્તિ રાખી સદોપદેશ કરી સૃષ્ટિમાં શાન્તી સુખ સોંપવું એ સત્ પુરૂષોનું કર્તવ્ય છે.

તેવાઓ મુકતથી પણ મુકતજ છે. પણ તેવી પદ્વી મેળવવી એ ઇશ્વર આધાર પર રહેલો છે.

શ્રદ્ધાથી સર્વ સુખ દુ.ખ સમાન ગણી સદ્વર્તનથી નમ્રભાવથી ઇશ્વર સ્મરણથી શારીરિક માનશીક દુરગુણો ( ૫ડ રીપુ ) ત્યાગ કરવાથી

ની સ્વાર્થનાથી પરોપકારીથી દ્રઢતાથી આત્મ ચીન્તવનથી ઇશ્વર કૃપાથી તે સ્થાન કોઇકજ મેળવી શકે છે. જ્યાં જતાં અનહદ અતર્ક્ય આપદાઓ આવે છે પણ એક ઇષ્ટ આધાર દ્રઢ કરનાર તેમાં સાફલ્ય થાય છે. હે રાજન ગુણ બંદ સાંભળો:—

ઉત્તમ તેહ નદ રૂપે થાતો, મધ્યમ તેહ ધ્યાનેથી પલાતો;
કનીષ્ટ કાર્ય પદાર્થે પેખે, અધમાધમ દેખે નવ લેખે;

ઉત્તમ તેહ અવરકું આપે, મધ્યમ તેહ છાયા કરી છાપે;
અધમ તેહ આવડ વીણ મથતા, અધમાધમ કઇ નથી એમ કથતા,

દોહરા.

વેદાન્ત વાચા શુધ પઢે, બઢે ન એકે અર્થ;
જગતે સત્ય જણાવીયો, કરી કરણી જડ ભર્ત.
વેદાન્તે વળતા નહિ, ભુલી ભકિત સાર;
હું કરતાં થાતાં પડે, શિરે વિશ્વનો ભાર.
પુર્ણ પુરૂષની આગળે, માનવનું શું જોર;
બ્રહ્મ અંડને ભાળતાં, માનવ મહિમા ઓર.
વેદાન્તને વિલોકીયો, પુરણ તાહરે જાણ;
વેદાન્તે દેહાન્ત નહિ, અર્ધ દગ્ધની હાણ.
સર્વ સિદ્ધિ સનમુખ રહે, તેહ ચહે હરિ ચર્ણ;
પરમહંસ યોગેશ્વરો (નું), હરિ કથા વિણ મર્ણ.
અર્ધદગ્ધ થઇ આપથી, મસ્ત રહે મન માંહય;
સુકૃત વિણ સૃષ્ટિ મહીં, સુખે ઠરે નહીં કયાંય.

સર્વેશ્વર જે સૃષ્ટિના, અતુલિત શકિત આપ,
જેવા ધારે જન દિલે, વચન કર્મ મન જાપ.
આપણુ ગતિ નહિ એવડી, અદ બ્રહ્માસ્મી થાય.
કાળચક્રના કાપમાં, દેહ તજી જીવ જાય.
માટે મનજી માહરા, ગોવિંદના ગુણ ગાઓ,
ત્રિભુવન પતિ તુજને દીયે, ખુશી રહીને ખાઓ.
આસકિત આળગી કરી, આપ કામને કાઢ.
આસકિતમાં આથડ્યો, પડ્યો નર્કની ખાડ.
મનુષ્યાદેહ માયા વિના, સુખ નહિ લવલેશ,
માયા ત્યાગે માનવા, રહે ઉદાશી વેશ.
ઉદાશીન આવી હૃદે, ગમે ન એકે વસ્ત,
આજીવિકા કદી પાસ નહિ, ઘસે પાદ ને હસ્ત.
અદ્વૈત સુખોથી અલગ, એવા વિરલા હોય,
ઈશ કથારસ પાનનાં, અમૃત આપો કોય.
કમોદ કણ કંડે ગ્રહ્યો, વસે ન મીંડા મેહ;
ધાન્ય તણું રૂપ ધુળમાં, પરાળ પુંજ રહે.
ઈશ નામના આમ્રમાં, નહિ પાકે કદી બોર.
બોર ખર્યો જો માવંડ, આણ નહિ તો પંદાર.
દેહે કરી દેખાય નહિ, પ્રભુ ભજવાનુ પુણ્ય,
વાણીક સમો વહેવાર છે, રાખ્યા નહિ કંઈ નુન્ય.
જે તે વાતે જીવને, સુખ મેળવવા ચાહો,
પુર્ણ કામ પરમેશના, ઘણા ઘણા ગુણ ગાઓ.
ઉત્તમ શકિત ઇશની, ઈશ ભજે તે પાય;

એહ વિમુખ મુર્ખો રહ્યા, પર આધિન થઇ ખાય.
પર આધિન નર દેહ તે, નીરખે શું અહીં સુખ;
મુખ દેખી જન તે તણા, સંત ચિત દવ દુઃખ.
કંઇ જીવની કાયા થકી, મળ્યો મનુષ્ય અવતાર;
ઉચ્ચપદ આગે નવ ગયો, વૃથા ભોમ્યમાં ભાર.

---

## છેવટ શિક્ષણ.

રાજાજી તથા રાણીજી ! આપને માટે હાલનું કર્તવ્ય જેટલું જણાવ્યું છે તેટલું ! આપ ઉભયનું ઐકય અક્ષય થતાં, આપના આત્મરૂપ યુવરાજ શ્રી ધીરસીંહજી કુમારને ઉમર લાયક થતાં રાજ્ય ભાર સોંપતા સુધી સર્વ સુખ સ્મૃદ્ધિ ભોગ ભોગવી તૃપ્ત થતા સુધી અને આપની વય થતા સુધી હમેશ પાળો. તેટલાથીજ સકળ વસ્તુઓ પ્રાપ્ત થશે. છતાં ભકિતની અને યોગ માર્ગ એવા બે માર્ગ છે તેમાં ભકિત માર્ગ ઇશ્વરની અમૃત છાયા તળે સુખ ચેનનો છે. કે જેની તેના કર્તાને ફીકર નથી. પણ ભકતોની ફીકર પરમેશ્વરને છે. તેવી નિખાલસ દીલથી પ્રભુ પ્રત્યે શુદ્ધ તદાકારમય રહી પ્રેમ લક્ષણા ભકિત એકાન્ત કરો. સર્વોત્કૃષ્ટ સાર એજ છે. એનાથી અધીક કાંઇ છેજ નહિ પણ પણ જેઓનાં હૃદય વજ્રમય છે. કે જેમના હૃદયો નમ્રતા નીરાભીમાન, સેવા સરળતા વિગેરે. એટલુંજ કર્યાથી પણ થતાં નથી. તથા ઉલટ વર્તન કે જે ઇશ્વર ભકિત માટે કરવામાં આવતા ઐહીક વૈભાગ પદાર્થો માંજ ગરક થઇ જઇ અવળે રસ્તે ચઢી ગયા છે અને શરીર સુખનેજ

સંભાળ રાખવામાં ગુલતાન બની અખંડ ઇશ્વર સ્મર્ણ ચુકયા છે. તેના અધમ જીવોના માટે તેમને દુરદશાથી દુર કરવા મહર્ષીઓએ આત્મ બળથી ઉત્પન્ન કરેલો યોગ માર્ગ કે જે ઘણોજ વિશમ છે. પણ તાદ્રસ્ય ફળ દેખાડનાર છે. ને તથા તેવાજ અનેક ખરા ખોટા ખેલોના ખાત્રી ભરેલા પ્રયોગો માર્ગોનો આપને અનુભવ કરાવીશ ! સત્ય સમજજો કે યોગ માર્ગમાં આરૂંઢ થયેલાને પણ ઇષ્ટ સ્મર્ણ અપુર્ણ હોવાથી કાંઇ પણ ફળીભુત થઇ શકતું નથી. ફકત મંત્રની માફક દેહને તેના અવય-વોને તથા એવીજ સારીરિક સત્ય ક્રિયાઓ તેઓ કરી બતાવે છે પણ તેઓને ગ્નાન તથા ઇશ્વર પ્રેમ ભક્તિ ન હોવાથી જગતનિયંતાને જાણી ના શકી આપમતેજ અહં બ્રહ્માસ્મી થઇ અથડાયા કરે છે. તથા વેદાન્ત તથા બ્રહ્મ બેને બાંને વિવાદ વદવાડ તથા ભરમ ( એટલે બ્રહ્મના ઠેકાણે "ભરમ" એટલે ગોળગોળ વાત કરી અટાટોપ વધારવા તે )કરી અધવચ રહે છે. જે હાલ આપને વધારે જણાવવા જરૂર નથી. જણાવેલા વખતના અનુકુળ થતા સુધી. ઇશ્વર સ્મર્ણ આનંદ ઉંભવથી કરો. ગમે તેવા ઘોર કર્મથી એજ ઉગારશે. એ સ્વાનુભવ સત્યજ છે. એમ સમજો ! અને તેટલા વખતના લોકોપદેશ કર્મનુ સ્થાનકપદ આ-પને સોંપી હું હાલ અમારા વૃદ્ધ વડીલોના વિશ્રાન્તવાસમા વળુ છુ. સમયે સાનીદ્ધ થઇ સર્વ સાર કે જે આટલા વિષયમાં દુધમાં ઘી ની માફક આવેલ છે. છતાં તેને જુદો કરી નદન ઘી માફક કરી બતાવી અનુભવાવીશ. હાલ આપને ૐ શ્રીકૃષ્ણ પરમાત્મને નમઃ એજ ઉચ્ચારનું આવર્તન આપું છું. શાન્તી ! શાન્તી ! ! શાન્તી ! ! !



# * નામ ધુનીઓ.

---

૧ હરિ જય રામ રામ રામ, સીતા રામ રામ રામ
મહારાજ રામ રામ રામ, સીતા, સદ્દગુરૂ રામ૦
કૃપાસીંધુ રામ૦ પાહી રામ૦ હરિ જય રામ૦ સીતારામ૦

૨ હરિ યમુના કે તીર, ચરાવે ધેનુ ચરાવે ધેનુ.
મીલી ગોવાલાચે સંગ, બજાવે વેણું બજાવે વેણુ,
બનશી બજાવે ઢોલ, કનૈયા ખેલે કનૈયા ખેલે;
રચ્યો વિંદ્રાવનમાં રાસ કે આનંદ રેલે આનંદ રેલે;
હરિ યમુનાકે તીર..............................

૩ એરે એરે ગોવિંદા રામા, ગોવિંદા રામા ગોપાલા રામા;
હારે....એરે એરે ગોવિંદ........ગોપાલા૦

૪ ગોકુલેશ ગોકુલ ચદારે, પુરશોતમ પરમાનંદા:
શામળીયા રાધા રમણારે, પાતળીઆ બાલકૃષ્ણા
શામળીઆ શામળીઆ પીતાંબર ધારી
તારી ગરૂડ ઉપર અસવારી..........શામળીઆ૦

૫ રાઘવર રંગના રસીયારે, મારા હૃદય કમળમાં વસીઆ.
રાઘવર સીતાવર સુંદીર સ્વામીરે સહુ ઘટઘટ અંતરયામી.
સીતાવર૦...........રાઘ૦...........રાઘ૦...............

૬ જયજય રામચંદ્ર મહારાજ, આતા રખો દયાળુ લાજ....જય૦
દયાળા રામચંદ્ર મહારાજ........કૃપાળુ રામ

૭ હરે કે શ્રીમંનારાયણ નર નારાયણ નારાયણ નારાયણ
નારાયણ જય ગોવિંદ હરે....હરે....
શ્રીમંનારાયણ નર નારાયણ નારાયણ નારાયણ
જય ગોવીંદ હરે....હરે....................શ્રી૦

૮ દત્તાત્રીય અવધુના જનાર્દન સ્વામી એકનાથા ગુરૂદત્તાત્રી
હનુમતા મઙિન આણુલી સીતા મનકી રામાચી રામાચી;
એકનાથાચી ધરી કૃષ્ણ દેવ કાવડ ઘે પાણી ભરી;
મુંને મહા દુઃખ દેછે માયા શરણ મુંને રાખોરે તમો યદુરાયા;
મુંને રાખોરે વીઠૂલરાયા મુંને મહા દુઃખ,
રામ લક્ષ્મણ જાનકી જય બોલો હનુમાનકી. ·

૯ ભજ્જે રાધેકૃષ્ણ ગોવિંદા ગોવિંદાગોપાલ ભજ્જે ગોવિંદા ગોપાલ૦

૧૦ નટવર નંદકુંવર અલબેલા સુંદીર શામળારે
સુંદીર શામળારે પુરણ સોળે કળારે....નટવર૦
વૈકુંઠ નહિઆવું નહીંઆવું વ્રજવહાલું ઘણુંરે વ્રજ વહાલું ઘણુંરે;
ગોકુળ વાલું ઘણુંરે....................વૈકુંઠ૦

૧૧ સામરા દીગંબરાયેરે વીઠાબા મીલ્યા બેટ દેરે;
રાધોબા મીલ્યા બેટ દેરે............સાવરા૦

૧૨ પ્રલ્હાદ ભણે રામા કૃષ્ણા ગોવિંદા;
સબ સંત પંઢ નરહરી વીઠ્ઠલ ગોપાળા....પ્રલ્હાદ૦

૧૩ ધન ધન ગંગાબાઇની વાળી સવા વાલ થયા વનમાલી.
ધન ધન બોડાણાને મન ભાવ્યા દ્વારકાં છોડી ડાકોર આવ્યા.
ધન ધન બોડાણાની કરણી એવી ડાકોર શહેરની ધરણી;
ધન ધન બોડાણાની માત પાતળીયો લીધો હાથ.

ધન ધન વૃંદાવન ન મોર પ્રભુનો મુગટ થયો રંગરોળ;

૧૪ સીતા રામા રામા રામા સીતા રામા હરે;
સીતા રામા હરે પુરણ કામ હરે....સીતા૦
સીતા રામા હરે ઘનશ્યામ હરે....સીતા૦

૧૫ રામ સીતા કૃષ્ણ રાધા વીઠ્ઠલ રૂખમાઇ;
ગોપીજન મન મોહન વ્યાપક હરી સરવા ઠાઇ;
રામ સીતા કૃષ્ણ રાધા વીઠ્ઠલ રૂખમાઇ;
દયાળા વીઠ્ઠલ રૂખમાઇ..................ગોપીજન૦

૧૬ શ્રી વલ્લભા હો જય વીઠ્ઠલા હો માઝા શ્રીજી બાવા હો;
શ્રી નાથજી શ્રી મહા પ્રભુજી હો યમુને મહારાણીજી હો;
શ્રી યમુને મહારાણીજી હો-જય વીઠ્ઠલા હો જય વીઠોબા હો
માઝા પાંડુરંગા હો;

૧૭ સીતારામ ચતુરાક્ષર મંત્ર જપ વારંવારે જપ વારવારે
મનવા જપ વારંવારે (૨)
સીતા રામ જન્મ મરણ કે બંધ કાટકે ઉતરે ભવ પારે
ભજનથી ઉતરે ભવપારે...........સીતારામ૦

૧૮ રાધા કૃષ્ણ ભજ કુંજબિહારી, મોરલીધર ગોવરધનધારી
મોરલીધર ગોવરધનધારી, રાધા કૃષ્ણ જય કુંજબિહારી....

૧૯ હરહર ઉમાકાન્ત ચિન્તામણી, પાર્વતી ઇશ્વર કુવરેશ્વરા,
હરહર દીનાનાથ દીનબંધુ દયાકર શીવ પાર્વતીના વરા
હરહર શિવ પાર્વતીના વરા ભોળાનાથ ઇશ્વર કુવરેશ્વરા....હરહર

૨૦ વીઠ્ઠલ રૂખમાઇ જય વીઠલ રૂખમાઇ શામળા
ગોવિંદા ગોપાળા જય ગોવિંદા ગોપાળા....શામળા....

૨૧ ગજાનના તુ ગણપતિ વિઘ્નહરા મંગળમુરતી ગજાનનારે
ગજાનના પાર્વતીચા નંદના મોરીયા ગજાનનારે
ગજાનના ગજાનના તુ.........................
૨૨ વીઠલરાયા દીનબંધુ દેવ દયાળા વીઠલરાયા....વીઠલ....
દીનબંધુ દેવ દયાળા (૨) વીઠલરાયા.......
૨૩ મી અપરાધી ખરા પરંતુ તારરે મહારાજ
બુડતો ભવ સાગરી દયાળા તારરે મહારાજ
અનાથ નાથા પતિત પાવના તારરે મહારાજ
દીનબંધુ દયાસાગરા તારરે મહારાજ
જનકી જીવન કૃપાસાગરા તારરે ગુરુરાયા
ગુરૂરાયા અંધમ ઓધારણા પતીત પાવના તારરે મહારાજ
બુડતો ભવસાગરી વીઠ્ઠોબા તારરે મહારાજ
૨૪ હરે રામ કૃષ્ણ ગોવિંદા રામ કૃષ્ણ હરે
૨૫ હર હર મહાદેવ શંભો કાસી વિશ્વનાથ ગંગા
૨૬ રાહી રૂખમાઇ ચંદ્રભાગા પુંડરીચા પાંડુરંગા.
પુંડરીચા પાંડુરંગા પુંડરીચા પાંડુરંગા રાહી.
૨૭ જનાચી આઇ ભજ વીઠ્ઠલ રૂખમાબાઇ ભજ વીઠ્ઠલ.
રૂખમાબાઇ ભજ વીઠ્ઠલ રૂખમાબાઇ જનાચી.
૨૮ અગાડી ચલે રામ રાજા પીછાડી સંતનકી ફોજ
૨૯ જય જય નારાયણ ભજન વીઠુબા ભકતીચે વર્ધન;
જય જય નારાયણ માય બાપ ગેલા ભકતનચે પરીતાપ.
પ્રેમી મુકતી સદાતું આપ....... ................જય જય૦
૩૦ ક્ષાર સાગરચા વસનારા ધાંઓ ગરુડાવર બસનારા,
સર્વાંકી હૃદય વસનારા ધાંઓ દ્રોપદીંમા ઝણનારા ધાંઓ;

પાંડવ રક્ષણુ કરનારા ધાઓ અમરીસ રક્ષણ કરનારા
ધાઓ..............................ગરૂડાવર બસનારા૦

૩૧ હર હર મહાદેવ યોગી પાર્વતી સોભે અર્ધાંગી હર હર

૩૨ વીંકાબા મલા મુળ ધાડા મીધાવત એઇન દુડદુડા;
માતો આહે મતીમંદ લાગલા વીઠુ તુલા છંદ....વીંકાબા મલા૦

૩૩ મન આનંદા ભજે રાધે કૃષ્ણુ ગોવિંદા;
પરમાનદા ભજે રાધે કૃષ્ણુ ગોવિંદા;
આ દુનીયા માયાકે ફંદા છોડ ચલો સબ ઘરકા ધંધા,
તુ હરી ભજન કર બંદા..................મન આ૦
અવસં દુર કીયો મુજકુદા દેવકી વસુદેવ છોડો ફંદા;
ગોપગ્વાલમે બડાહી ચંદા સબ દેવનમે દેવ; (૨)
બડાબાજંદા ભજે રાધે પરમાનંદ ભજે રાધે:
કૃષ્ણુગોવિંદા દેવકી નદન બાળ મુંકુંદા ઠાલ ઠીનમે નાગન ચદા,
શ્રીજબાસીનમે બડાહી ચંદા સબ દેવનમં દેવ બડા બાજદા,
મન આનંદા ભજે રાધે કૃષ્ણુ ગોવિંદા નંદના નંદા ભજે રાધે.

૩૪ સુર્લભ ઉપાય આ ભવ તરણુાલા હર હર ઉચ્ચારી માનવા હર,
પ્રદોશ સમયે શુદ્ધ માનસી જો નર પુજીતો ગોરીહરાસી,
અખંડ સોખ્ય દેતો ત્યામી શંકર મદનારી માનવ હર.
પાખુ હાકસાહી દેવ ભોલાતુ ધનતુર બીલવે તૃમચી હોતો
અલ્પત પાહાન બુદ્ધતચી દેતો શંકર ત્રીપુરારી માનવા હર હર.
દાસગજાનન કરીતો વીનવની ભમતી જડલી નામ સ્મરણુી ઠાવ દેઇ,
આના તુજા ચરણી મદહર સુલધારી માનવા હર હર ઉચ્ચારી.

૩૫ પાવ ઘુઘરૂ હાથ ઘેઊં વેણુા મુખાશી વીઠ્ઠલગાઊં મુખાશી વીઠ્ઠલ ગાઊં
નાચત પુંડરીકપૌરા આલા ચોખલઝાલા વીમાસ આલાપુર કસાચીગ્ન

જીંદુર માલા છયેચે પંઢરપુર..........................પાય ઘુઘરૂ૦

૩૬ વ્રજ વાલુંરે વૈકુંઠ નહીં આવુ મુને ના ગમે યમુ ભુજ થાવુ
ત્યાં નંદ નો કુંવર કયાંથી લાવું વ્રજ વાલું,
જ્યાં શ્રી વંદ્રાવન રાસ નથી બ્રિજ વનીતા સંગ વિલાસ નથી:
વીષ્ણું વેણુ વાયાનો અભ્યાસ નથી,
જોઇએ લલીત ત્રી ભંગીમારે ગીરધારી સંગ સોહીએ શ્રી,
રાધા પ્યારી તેવી નાન આંખ ઠરે મારી...............વ્રજ૦
ત્યાં શ્રી યમુના ગીરધર છે નહીં મુને આસકતી ઘણી,
એ એની તે વીના મારો પ્રાણ પ્રસન્ન રહે નહીં....વ્રજ૦
વૃક્ષે વૃક્ષે વેણું ધારી પત્રે પત્રે હરી ભુજ ચારી એ,
વ્રજરજમા મુકતી વારી.............. ........... .......વ્રજ૦

૩૭ શ્યામસુંદરકી જય રઘુવરકી રાધાવરકી બલીહારી.

૩૮ રામ લક્ષ્મણ બાલાજી દશરથ નંદન લાલાજી.

૩૯ મોરલી વાગી મુને રામ નામ લેહે લાગી,
બનસી વાગી મુને રામ નામ લેહે લાગી,
સતગુરૂ શબ્દ તણી શુદ્ધ લાગી ભ્રમણા ભાગી;

૪૦ રઘુપતી રાઘવ રાજારામ પતીત પાવન સીતારામ.

૪૧ નામ દેવકી રતન કરે પુઢવા નાચે પાડુરંગા પુઢવા નાચે પાંડુરંગા
નાચતાં કુમના હરીચા છુટલા પીતામ્બર પ્રભુચા છુટલા પીતાંબર....નામ.

૪૨ ગુરૂ ગંગા ગણપતી ચ વિષ્ણું સુર્ય શીવ શકતી અંબા,
જય જય અંબા જુગતંબા હરસાંબ સદાશીવ સાંબ સદા....ગુરૂ.

# ગુરૂજીની છેવટ સ્તુતિ.

( છપ્પો. )

ચાઉ ચંડીપુર ધામ, વાસ વિઠ્ઠલજી કરે.
દીસે નર્મદા માત, ઉપજે આનંદ ઘણેરે.
શંકર સ્વરૂપ કપિલેશ, માત ચંડી તો છાજે,
વૈકુંઠ પુરશો વાસ, શેષશાઇ શિર ગાજે.
બ્રહ્મ નાગર સાંઠોદરા, વિઠ્ઠલ હૃદયે આશ છે;
ત્રિવેદી મગન ગણુપત સુત, બ્રહ્મપુરીમાં વાસ છે.

કુંડળીયો.

કર્યું અર્પણ પંઢરપતિ, ભક્તિ રસનુ ધ્યાન,
ભર્યું દરપણુ સુંદરમતી, ગાઇ પ્રભુનુ ગાન.
ગાઇ પ્રભુનું ગાન, રાનમાં રસ્તો લીધો,
જણાવવા જગ જન, પ્રગટ જ્ઞાનોદધિ કીધો.
કીધો પ્રગટ જ્ઞાનોદધિ, મનુષ્ય ધર્મ કારજ સર્યું,
મળવા મગન પ્રભુપ્રભુ ભજી, પંઢરપુરપતિ અરપણ કર્યું.

( કલ્યાણ—તાલ દ્રુપદ. )

( શ્રી રામચંદ્ર કૃપાલ ભજમન હરણુ— એ રાગ )

દીનબંધુ વિઠલરાય કમલા કાન્ત, કરૂણા સાગરરે;
નંદ નંદન વિશ્વ વંદન, નમન નટવર નાગર....દીનબંધુ૦
હરિહરા હૃષિકેશા, શેશ સર્જન સહુ જગ સારણું;
અગ્ર મગ્ન સ્વરૂપ, શ્રીપત મીલન બરકત બારણું....દીનબંધુ૦

( નાથ કેસો ગજકો બંધ છોડાયો—એ રાગ. )

હેતે ગ્રહો કર મહારો, પ્રભુજી હેતે ગ્રહોકર મહારો;
અલ્પ અરજ સુણી તારો, પ્રભુજી હેતે ગ્રહોકર મહારો;
રહેશે નહિ હૃદયે શુભ ભક્તી, દેહ નીભાવન ભારો;
દેહ દુઃખે ડગતું મન તમથી, ત્રિવીધ તાપને મારો....પ્રભુજી૦
હમથી અક્કલ ચલવે કંઇ મોહન, મળશે નહિ તમ આરો;
મુજ સ્થિતી જોઇ અધીક ગણી ઘટમાં, બાળક સમજો ધારો....પ્રભુ૦
અધીક અનુભવ આપથી પામી, સ્વાર્થ સર્વ થયો ખારો;
પરમારથની પુર્ણતા આપો, દઇ દરશન દીલ ઠારો....પ્રભુજી૦
ક્રુર કળી પીડે મન તનને, જાણી ભકત થશે સારો;
મગન મમત કરી મથતો, માધવજી મુંજ હાર્યે તમ હારો....પ્રભુજી૦

(પંઢરપુર જગ મુકી નીચે માહીર—એ રાગ.)

પંઢરીરાયા કીજે અમપર નીજ છાયા....પંઢરીરાયા કીજે૦
છો સકળ વિશ્વના સ્વામી અજરામર અધીક અનામી;
સંતુ, સગુણાત્મક બુદ્ધ પામી, ચતુરભુજ વ્હાયા....કીજે૦
અવીનાસી આત્મ અલેખું; આ દેહ રહી પુર પેખું;

કંઇ જન્મે દયાઘન દેખું, માગું એ કાયા............કીર્ત૦
મુંજ ચિત્ત ચત્રભુજ ચરણે, નવ ભુલું માધવજી મરણે;
રૂપ નામ નેત્ર મુખ કરણે, ગ્રહી રહું ગાયા........કીર્ત૦
શીર છત્ર વીના શીર ભારો, મર્ણાન્ત સુધીનો મારો;
હીમ્મત દઇ આંણો આરો, હૃદયમાં રહાયા...........કીર્ત૦
સુત ગણપતનો તમ ચરણે, દીધા તેહે છોડી નીજ મરણે;
પીતૃ આપ કૃપાએ વરણે, મગન શેષશાયા... ... ....કીર્ત૦



